ગોવર્ધનરામ

# સ્નેહમુદ્રા-નોટ્સ.

રચનાર.

જયંતિલાલ મગનલાલ, દેસાઇ, બી. એ.



પ્રસિદ્ધકર્તા

વૈકુંઠરાય અંબાલાલ દેસાઇ.







અમદાવાદ.

ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ.



મુખ્ય એજંટ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. મુંબાઇ.



સંવત્. ૧૯૫૭. સને. ૧૯૦૧.



મૂલ્ય ૪=૦

# પ્રસ્તાવના.

સાક્ષર શ્રીયુત્ ગોવર્ધનરામ માધવરામ કૃત સ્નેહમુદ્રા કાવ્ય ગુજરાતી ભાષાના દરેક વાંચકને જાણીતુંછે, પરંતુ તેનું રસપાન ગણ્યા ગાંઠ્યા સંસ્કારી રસજ્ઞોએ કર્યું હશે. ઘણા લાંબા કાળથી આ પુસ્તક લોકો ફક્ત વખાણી, સમજવાનો પ્રયત્ન કરી, નિરાશ થઇ મૂકી દેછે. ગુજરાતી ભાષામાં આવાં અપ્રતિમ કાવ્યો થોડાંછે, અને તે તાંત્રિક ગ્રંથ માફક ન સમજાતાં જોઇ મ્હારા લોકવિદેહી મિત્ર જયંતિલાલ મગનલાલ દેસાઇએ સાધારણ વાંચકવર્ગ સ્નેહમુદ્રા સમજી શકે એમ કરી આપવા ઘણો વખત થયાં ધાર્યું હતું. એટલામાં આ કાવ્ય સ્કુલફાઇનલ પરીક્ષા માટે નીમાયું, અને આ ટીકા બહાર પાડવા એ નિમિત્ત કારણ થઇ પડયું.

ટીકાનો ઘણો ભાગ રચ્યા બાદ જયંતિલાલ સ્વર્ગવાસી થયા. મિત્રએ માથે લીધેલું કાર્ય પાર પાડવું એ મ્હારો પવિત્ર ધર્મ સમજી, જે જૂજ ભાગ બાકી રહ્યો હતો તે પૂરો કરી, આખી ટીકા મુદ્રાંકિત થતાં પહેલાં યથાશક્તિ સંશોધન કરી, આ ટીકા રા. ગોવર્ધનરામની રજાથી પ્રસિદ્ધ કરવાનું મ્હેં માથે લીધું.

સંસ્કારી મનના ઉભરા શાંત કરવા લખેલા આવા પ્રૌઢ અને ગહન કાવ્યની ટીકા કવિ પોતે યા જે અવસ્થામાં એમણે આ કાવ્ય લખેલું તે અવસ્થા જેણે અનુભવી હોય તે લખે તોજ ખરેખર થાય એમ મ્હારૂં ધારવુંછે. કવિએ આ ટીકા રચવામાં જયંતિલાલને તથા મને જે મદદ આપી છે તે માટે હું તેમનો બહુ આભારી છું, પરંતુ કાવ્યની સમજણ તથા ટીકાની ખામીઓ માટે કવિ જવાબદાર નથી. વિશેષ આ ટીકા રચવામાં જયતિલાલના તેમજ મ્હારાં મિત્ર રા. હરિપ્રસાદ ભવાનીભાઇ દેસાઇ બી. એ. 'મણે ઘણી મદદ ન આપી હોતતો આ પુસ્તક આટલું જલદી બહાર પનહીં, અને તેથી એમનો પણ હું ઘણો આભારીછું.

સ્કુલફાઇનલ વર્ગના શિષ્યોને વેળાસર ઉપયોગી થઇ પડે માટે આ પુ‍ ‍ાણી ઉતાવળથી બહાર પાડયું છે. તેથી કેટલેક સ્થળે ભાષા જેવી જો‍ ‍ી સરળ થઈ શકી નથી, અને કાંઇક દોષ પણ રહી ગયા હશે, પરંતુ ‍ો તે માફ કરશે એવી આશા છે.

મકરસંક્રાન્તિ.
૧૯૫૭.

વૈકુંઠરાય અંબાલાલ દેસાઇ.




## અનુક્રમણિકા.



( સન ૧૯૦૧ ની સાલમાં સ્કૂલફાઈનલ પરીક્ષા માટે નીમેલા કાંડ-cantoes-ની સંખ્યા આ અનુક્રમણિકામાં મ્હોટે અક્ષરે છાપેલી છે. )

# સ્નેહમુદ્રા.

## ઉપોદ્ઘાત.

—:*:—

આ પુસ્તક ગુર્જર સાક્ષરમણી રા. રા. ગોવર્ધનરામે એમની છેક યુવાન અવસ્થામાં એમના ઉપર પડેલા દુઃખના ઉભરા શાંત કરવા લખેલું છે. આ પુસ્તક ૧૮૭૪-૭૫ માં પ્રથમ લખાયલું, પણ સન ૧૮૮૯ માં પ્રથમ મુદ્રાંકિત થયું. પ્રથમ લખેલા કાવ્યમાંથી કેટલાક કારણસર મુદ્રાલયમાં મોકલતા પહેલા ઘણો ભાગ કાઢી નાંખવાની કર્તાને જરૂર લાગી અને તેથી અંતર્ગત વાર્તાનો સંક્ષેપમાં વિચાર આપવાને પ્રસ્તાવનાનો કાંડ લખાયો હોય એમ લાગે છે.

પ્રસ્તાવનાનો કાંડ પુસ્તકના અંતર્ગત્ વિષયનો ભાગ છે. પુસ્તકની પ્રસ્તાવના આ કાંડમાં નથી તે સ્પષ્ટ છે. વિષયની પ્રસ્તાવના રૂપે લખાયલો પ્રથમ કાંડ વાંચકને સ્નેહની ઉત્પત્તિ દર્શાવે છે. મનુષ્ય તેમજ પક્ષી અવતાર લઈ કંઇક કાળે માતપિતાનો સાથ ત્યજી પોતાના બળ ઉપર આધાર રાખી જીવનસાધન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, અને તે અર્થે જગત્ નિહાળવા અનેક પ્રયાસથી તેમાં આવતી સફળતા અને નિષ્ફળતા વેઠી અને તે અંગે જનિત્ હર્ષ શોકાદિ અનુભવી આશાના બળે દિવસ ગાળે છે. જગતમાં રહેતા અનેકસ્વજાતીય સાથે સમાગમ થાય છે અને સુખ દુઃખની વાત પૂછાય છે. અન્યોન્યની વાત જાણવાથી ઉરમાં ઉર લપટાઈ એક દિશામાં જનારનો દૃઢ સંયોગ થાય' એ પણ સ્વાભાવિક છે.

સમઅવસ્થાથી સ્નેહ ઉદ્ભવે છે. મનુષ્યોના જીવનમાં પડતી વિપત્તિઓજ સમસ્થિતિમાં હોનારની અવસ્થા શ્રવણ કરવાનો તથા કહેવાનો સમય છે. આથી સ્નેહદીપ પ્રકટ થાય છે અને તેમ થતાં વિપત્તિમાં પણ અપૂર્વ આનંદ થાય છે, અને એક બીજાનાં આશ્રય વડે સંસારસાગર તરાય છે. એક જીવ થતાં ફક્ત કાયા ભિન્ન રહે છે. સમાન રસ હોવાથી તેઓ ભેદ ન દેખતાં રતિરસમાં લદબદ થાય છે. આવા સંયોગથી હૃદયમાં ભિન્ન પ્રકારના રાગ સ્નેહીની સ્થિતિ અનુસાર નીકળે છે, તેમાંના રોતા રાગનુ અનુકરણ અર્થાત્ વિયોગથી ઉત્પન્ન થતા શોકનુ ચિત્ર કવિ દર્શાવે છે. પરંતુ તે ચિત્રમાં પણ માધૂર્યતા છે–'There is happiness even in sorrow, and out of affliction good will arise.'

બીજા કાંડથી વાર્તાનો આરંભ થાય છે એમ કર્તા સૂચવે છે. આ કાવ્યમાં વાર્તારૂપે કાંઇક લખાયું છે, તે વાર્તાનો આરંભ સહસા કર્યો છે. આ વાર્તાનો સાર ટુંકાણમાં નીચે મુજબ છે.

કાવ્યમાં નાયકના મિત્ર રૂપે એક પુરૂષને કલ્પેલો છે જેને કર્તાએ ચેતનમિત્ર નામે સંબોધ્યો છે. નાયકને પત્ની છે તેમ ચેતનમિત્રને પણ છે. પતિને ઉત્સાહ આપનાર તથા સર્વ કાર્યમાં પ્રેરનાર સદા પત્ની છે. નાયક-પત્નીના ગુણમાં દેશવત્સલતા તથા લોકવત્સલતા અગ્રે મુકાયલા છે. નાયકને તેની પત્ની જનહિત્ કરવા પ્રેરે છે, અને તેથી એવાં કાર્યમાં અભિલાષા ઉત્પન્ન થઇ છે એવો નાયક, સ્વદેશ તથા પરદેશના દુઃખ નિવારણાર્થે તત્પર થાય છે. નાયકનો સ્વદેશ આર્ય લોકનો આદિમવાસ ( original abode ) કર્તાએ ધાર્યો છે. ત્યાંથી નીકળી કેટલોક દેશ સર કરી, પોતાના મિત્ર અને મિત્રપત્નીને રાજા અને રાણી નીમી, ફરતાં ફરતાં બન્ને હીંદુસ્થાનમાં પ્રવેશ કરે છે. ત્યાં આવતાં તેઓ એક ચિતા સળગતી જુએ છે. સતી શું છે તે ન સમજનાર પંથિ પત્નીની ઇચ્છાનુસાર સતીને બળતાં અટકાવે છે, ને કાળ વિત્યે શોક શમે બરોબર વિચાર કરી મરજી આવે તેમ કરવા સમજાવી પોતાની સાથે લઇ જાય છે. અનાથને તેનો વૃતાંત પુછેછે, વૃતાંત સાંભળતાં નાયકની પત્ની મરણ પામે છે. સ્ત્રી જાતી ઉપર પડતું દુઃખ જોઇ મરતાં મરતાં હીંદુસ્થાનને તે શ્રાપ દે છે અને પોતાના પતિની પાસે હીંદુસ્થાનના લોક ઉપર વેર લેવાનું વચન લેછે. એકલો પડેલો નાયક પોતાના દેશમાં આવે છે અને ત્યાં અચિંત્યો શોક થઇ આવે છે. કારણ તેનાથી સમજાતુ નથી. આ સ્થાનેથી કાવ્યનો આરંભ થાય છે. ઉપરનો વૃતાંત નાયક જાતે કહેછે અને કાંઇક કર્તા પણ કહે છે તે તે પ્રસંગે આપણે જોઇશું. નાયક ફરતાં ફરતાં ભન-(Nature) સાથે સ્નેહ બાંધી પોતાની વાત ખુલ્લા મને કહે છે અને એમ કરી આનંદ માને છે. આગળ જતાં મિત્રની પત્ની મળે છે; તે પૂછેછેકે તમે અહીં કયાંથી ? ત્યારે ઉપરનો વૃતાંત કહી સંભળાવે છે. વૃતાંત સાંભળતાં મિત્રપત્ની મૃત્યુ પામે છે અને તે જોઇ નાયકની પણ એજ દશા થાય છે. પરંતુ શબ ઉપર તેનુ હૃદય-ભૂત ભમે છે. મિત્ર-ચેતન મિત્ર આ દશા થવાનુ કારણ પૂછે છે. હૃદય-ભૂત ( નાયકના શબ ઉપર તેનું ભમતું ભૂત) જવાબમાં કહેછેકે

" પ્રિયા ગઇ પણ હું જીવું ! ...........<br>
....................................<br>
......તુજ હૃદયને આલિંગન દેવાજ—<br>
...જીવ્યો કહેવા તને મુજ ઉરની સઉ વાત. "

કાવ્યના અંતે હૃદયભૂત ચેતનમિત્રને આલિંગન દે છે અને પોતાની પત્નીએ હીંદુ લોકને શ્રાપ દીધો હતો તથા તેઓ ઉપર વેર લેવા ઇચ્છા જણાવી હતી તેનો જવાબ ૧૦૪ થા કાંડમાં આપી તેનો ઉદ્ધાર થાય છે.

# સ્નેહમુદ્રા.

રા. રા. એ મુજતલા ક્ષ્ફ્ફ્ફ્ ભાવનગર.

## ૧ પ્રસ્તાવના.

દરેક પુસ્તક લખતાં કર્તા પુસ્તક લખવાનાં કારણ આદિ લખી પુસ્તક વાંચક વર્ગ આગળ મુકે છે. સંસ્કૃત લેખકો પુસ્તકનો આરંભ કરતાં કાંઇક અંશે વિષયની પ્રસ્તાવના જેવુ લખતા. દૃષ્ટાંતમાં નાટકકારો સૂત્રધાર તથા નટી દ્વારા વિષયની કાંઇક સૂચના કરી પ્રથમ અંકના પ્રથમ પાત્રોને પ્રવેપ કરાવતા હતા. અત્રે કવિ પુસ્તકની પ્રસ્તાવનાની આવશ્યક્તા ના સ્વીકારી વિષયની પ્રસ્તાવના પ્રથમ કાંડે યોજે છે, એમ માનવાને, આ કાંડની અંતર્ગત્ વસ્તુ તથા કાંડથી પુસ્તકનો આરંભ થયો છે એ બે પ્રમાણો છે.

પ્રથમ કાંડનો વિષય સ્નેહની ઉત્પત્તિ તથા ક્રમેક્રમે તેનુ સ્થાપિ થતું સ્વરૂપ છે.

મનુષ્ય તથા પક્ષીઓમાં સમતા ગણી પ્રથમ કાંડ લખાયો છે. કવિ પોપ (Pope) પણ તેમજ ગણે છે.

$\frac{1}{2}$ ઉડવું–એ પક્ષી વાસ્તે જીવન સાધન મેળવવાને જરૂરીયાત શક્તિ છે, મનુષ્યને વાસ્તે તેમ નથી. આ વિરોધ દૂર કરવા અથવા વિરોધાભાસ છે તે સમજાવવા ‘ ઉડતાં ’ શબ્દનો અર્થ મનુષ્ય વાસ્તે “ ચાલતાં ” નહીં પરંતુ “જીવન અર્થે સાધન મેળવતાં” યા “જગત્માં રહેવા શક્તિમાન્ થતા” એવો લઇશું.

$\frac{3}{2}$ બપોરના સમયે તાપને લીધે ઉડવું મુશ્કેલ છે તથાપિ બાલ્યાવસ્થાના ઉત્સાહ તથા આશાથી કઠણ વસ્તુ પણ રમ્ય ભાસે છે.

$\frac{4}{2}-\frac{}{2}$ ઉત્સાહ ( aspiration ) થી પ્રેરીત આશામાં ને આશામાં ઘણીક વખત આશાભંગ થયા છતાં પણ પ્રયત્ન જારી રાખે છે.

$\frac{5}{2}$ **यथा काष्ठंच काष्ठंच समेयातां महोदधौ** એ સુપ્રસિદ્ધ છે, તેમ સંસારમાં તરતાં કંઇક મુસાફર એકઠા થાય છે.

અંગ્રેજીમાં પણ આવો વિચાર છે.:—

*Like drift–wood spars, which meet and pass*
*Upon the boundless ocean–plain,*
*So on the sea of life, alas!*
*Man meets man–meets, and quits again.*

*Mathew Arnold.*

૭/૧-૨ સૃષ્ટિના વ્યવસાયમાં ગુંથાયેલા ચેતનમિત્રની વિવિધવૃત્તિઓ વિપત્તિકાળ સમયે બૂમ પાડે છે.

૭/૨ નિશા=રાત્રિ–અંધકારનો સમય–વિપત્તિકાળ.

૮/૧-૨ અત્રે એક બીજાને પુસ્તકમાં લખેલો પ્રશ્ન પુછતાં હોય એમ કલ્પ્યું છે.

૯/૧-૨ 'કરે' નો અર્થ 'થાય' જેવો છે. કારણ પરિચય અજ્ઞાત રીતિએ થાય છે અને સ્નેહ પણ સહસાજ વધે છે.

શૂન્ય હૃદય=Tabula Rasa; Void: Aimless

૧૧/૨ વિધાત્રાએ નિર્મેલી જુદી જુદી કાયા ફક્ત ભિન્ન રહે છે.

૧૩/૨ જેમ રવિ ખીલોરને વિવિધ રંગે ઓપાવે છે તેમ રતિ હૃદયને અનેક હર્ષ શોકાદિ વૃત્તિઓથી ભરપૂર કરે છે.

૧૪/૧-૨ અવનવી સૃષ્ટિ=મનોમય સૃષ્ટિ. એનાથી સંસારમાં કાંઇક વિચિત્ર આનંદ થાય છે તે માત્ર સહૃદય અને અનુભવી માણસો સમજી શકે છે.

૧૫/૧-૨ હૃદય રૂપી વીણાના તાર, શોક યા હર્ષના રાગ સ્નેહીજનની સ્થિતિઅનુસાર કહાડે છે. એકની સ્થિતિ ઉપર બીજાની સ્થિતિ પૂર્ણ આધાર રાખે છે.

૧૬/૨ રોતા રાગથી નીકળતા સ્વર કેટલીક વખત મધુર લાગે છે તેવાજ અર્થનુ Shelley (શેલી) કહે છે કે "Our sweetest songs with saddest thoughts are fraught"

## ૨. રુરુદિષા–રોતા રાગની મૂર્છના.

રુરુદિષા=જુઓ કવિની ટીકા (૧)
મૂર્છના=જુઓ કવિની ટીકા (૨)

પ્રસ્તાવનામાં કહ્યા મુજબ સતીનું વૃતાંત સાંભળી નાયકની પત્નીના મરણ બાદ પોતાના દેશમાં આવ્યા પછી અચિંત્યો જે શોક નાયકને ઉત્પન્ન થાય છે, અને રોવાની ઇચ્છા થઇ આવે છે તેનુ આ કાંડમાં વર્ણન કર્યુંછે.

વનમાં "નહિં પ્રિયા દીસે દુઃખી તેથી એ" આવો પાંથ આક્રંદ કરતો, ભ્રમણ કરતો એક મ્હોટો પર્વત જુએ છે, અને તે પર્વતની તળેટી આગલ વ્હેતી નદી ત્હેના જોવામાં આવે છે. આ વ્હેતું પાણી પર્વતના ઉંચે આવેલા નયનમાંથી વ્હેતું અશ્રુજળ છે એમ તે અનુમાન કરે છે અને પર્વતના રૂદનનુ કારણ પણ પોતાનાજ જેવું કલ્પે છે. અહીં જણાય છે કે નાયકને તેની પત્ની તથા મિત્રના વિયોગનુ દુઃખ છે. પોતાનુ અંતઃકરણ ખુલ્લુ

કરવા કોઈપણ સ્વજન તેની પાસે રહ્યું નથી. પર્વતના દુ:ખનુ કારણ ઉપર કહેલું તે ધારે છે તેથી નાયક પણ તે દુ:ખથી પીડાતો હોય એમ અનુમાન થાય છે. આવાં આવાં કાંઇ કારણ કલ્પી દુ:ખ નીચે દબાયેલા અંત:કરણથી તથા શોકથી ઉભરાઇ આવતા રૂદનને દાબતો પર્વત ઉપર તે ચ્હડયો. અને મનને શિખામણ દેવા લાગ્યો કે ત્હારે દુ:ખ શું છે. દુ:ખ ખોળી ક્હાડી ઉપાય યોજ.

૧/૨ અત્યંત શોકમાં નિમગ્ન હોવાથી નાયક (પાન્થ) સર્વ વિશ્વને અંધકારમય જુવે છે. મનની સ્થિતિના અનુસાર સર્વ ભાસે એ સ્વભાવિક છે. A jaundiced eye sees everything yellow એવી આપણા નાયકની સ્થિતિ છે.

૨/૧-૪ અત્યંત દીલગીર અવસ્થામાં નાયક ઉપર થતી અસરોનુ અત્રે વર્ણન છે.

૪/૨ બ્હાવરી થઇ ગયેલી આંખમાંથી પાણી વ્હેતું હતું તે ખાળી શકાતું નહોતું.

૪/૪ મ્હારા પગ ચાળણી જેવા થઈ ગયા છે એ વાક્ય સુપ્રસિદ્ધ છે.

૫/૧-૪ ઉર્મિરૂપી નાવ—વ્હાણ આ ઉર—રૂપી ભર તોફાનમાં સુકાની (helmsman) અને નૌપતિ (captain) વિના ઉછળે છે, અને ઉરના ટોચ ઉપર ચ્હડી પડે છે. અત્રે મનની ઉર્મિને વ્હાણ કલ્પ્યું છે અને હૃદયની તોફાની સ્થિતિને તોફાની દરિયો કલ્પ્યોછે.

૬/૩-૪ જેમ તોફાની વંટોળીયામાં વૃષ્ટિનું કાંઈ ઠેકાણું નથી રહેતુ તેમ આ તોફાનમાં શરીરને પણ કાંઇ ચ્હેન નહોતું.

૭/૩-૪ નદી પર્વતના ટોચ ઉપરથી વ્હેતી માલમ પડ્યાથી તેણે વિચાર્યું કે પર્વતનાં નેત્ર ઉંચે હશે અને તેમાંથી આ અશ્રુધારા વ્હેતી હશે.

૧૦/૩-૪ તેની આંખો કાંઇ દેખી ન શકે અને શ્રવણેંદ્રિય (કાન) પણ પોતાનું કાર્ય ન બજાવી શકે એવી અવસ્થાને પામ્યો, અને છેક પર્વતની ટોચ ઉપર જ્યાં વાદળાં પર્વત ઉપર જાણે છાવણી કરી રહ્યાં હોય એમ આવી રહ્યાં હતાં ત્યાં આવી પહોચ્યો.

૧૨/૩ સર્વ સૃષ્ટિમાં તું મને સૌથી વ્હાલું છે અને બધાનો સાર (Essence) રૂપ છું.

૧૩/૨-૪ મનોબળ સૌથી શ્રેષ્ટ છે એ સ્વત:સિદ્ધ છે. મન જેવું પ્રતાપવાન સૃષ્ટિમાં એકે નથી. રત્નનિધિ વિગેરે સર્વ સુખ મનના ઉપરજ આધાર રાખે છે. એથી તેઓ તેને આધિન છે.

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

૭/૧-૨ સૃષ્ટિના વ્યવસાયમાં ગુંથાયેલા ચેતનમિત્રની વિવિધવૃત્તિઓ વિપત્તિકાળ સમયે બૂમ પાડે છે.

૭/૨ નિશા=રાત્રિ–અંધકારનો સમય–વિપત્તિકાળ.

૮/૧-૨ અત્રે એક બીજાને પુસ્તકમાં લખેલો પ્રશ્ન પુછતાં હોય એમ કલ્પ્યું છે.

૯/૧-૨ 'કરે' નો અર્થ 'થાય' જેવો છે. કારણ પરિચય અજ્ઞાત રીતિએ થાય છે અને સ્નેહ પણ સહસાજ વધે છે.

શૂન્ય હૃદય=Tabula Rasa; Void: Aimless

૧૧/૨ વિધાત્રાએ નિર્મેલી જુદી જુદી કાયા ફક્ત ભિન્ન રહે છે.

૧૩/૨ જેમ રવિ બીલોરને વિવિધ રંગે ઓપાવે છે તેમ રતિ હૃદયને અનેક હર્ષ શોકાદિ વૃત્તિઓથી ભરપૂર કરે છે.

૧૪/૧-૨ અવનવી સૃષ્ટિ=મનોમય સૃષ્ટિ. એનાથી સંસારમાં કાંઇક વિચિત્ર આનંદ થાય છે તે માત્ર સહૃદય અને અનુભવી માણસો સમજી શકે છે.

૧૫/૧-૨ હૃદય રૂપી વીણાના તાર, શોક યા હર્ષના રાગ સ્નેહીજનની સ્થિતિઅનુસાર કહાડે છે. એકની સ્થિતિ ઉપર બીજાની સ્થિતિ પૂર્ણ આધાર રાખે છે.

૧૬/૨ રોતા રાગથી નીકળતા સ્વર કેટલીક વખત મધુર લાગે છે તેવાજ અર્થનુ Shelley (શેલી) કહે છે કે "Our sweetest songs with saddest thoughts are fraught"

## ૨. રુરુદિષા–રોતા રાગની મૂર્છના.

રુરુદિષા=જુઓ કવિની ટીકા (૧)
મૂર્છના=જુઓ કવિની ટીકા (૨)

પ્રસ્તાવનામાં કહ્યા મુજબ સતીનું વૃતાંત સાંભળી નાયકની પત્નીના મરણ બાદ પોતાના દેશમાં આવ્યા પછી અચિંત્યો જે શોક નાયકને ઉત્પન્ન થાય છે, અને રોવાની ઇચ્છા થઇ આવે છે તેનુ આ કાંડમાં વર્ણન કર્યુંછે.

વનમાં "નહિં પ્રિયા દીસે દુઃખી તેથી એ" આવો પાંથ આક્રંદ કરતો, ભ્રમણ કરતો એક મ્હોટો પર્વત જુએ છે, અને તે પર્વતની તળેટી આગલ વ્હેતી નદી ત્હેના જોવામાં આવે છે. આ વ્હેતું પાણી પર્વતના ઉંચે આવેલા નયનમાંથી વ્હેતું અશ્રુજળ છે એમ તે અનુમાન કરે છે અને પર્વતના રૂદનનુ કારણ પણ પોતાનાજ જેવું કલ્પે છે. અહીં જણાય છે કે નાયકને તેની પત્ની તથા મિત્રના વિયોગનુ દુઃખ છે. પોતાનુ અંતઃકરણ ખુલ્લુ

કરવા કોઇપિણ સ્વજન તેની પાસે રહ્યું નથી. પર્વતના દુઃખનુ કારણ ઉપર કહેલુંતે ધારે છે તેથી નાયક પણ તે દુઃખથી પીડાતો હોય એમ અનુમાન થાય છે. આવાં આવાં કાંઇ કારણ કલ્પી દુઃખ નીચે દબાયેલા અંતઃકરણથી તથા શોકથી ઉભરાઇ આવતા રૂદનને દાબતો પર્વત ઉપર તે ચ્હડયો. અને મનને શિખામણ દેવા લાગ્યો કે ત્હારે દુઃખ શું છે. દુઃખ ખોળી ક્હાડી ઉપાય યોજ.

૧/૪ અત્યંત શોકમાં નિમગ્ન હોવાથી નાયક (પાન્થ) સર્વ વિશ્વને અંધકારમય જુવે છે. મનની સ્થિતિના અનુસાર સર્વ ભાસે એ સ્વભાવિક છે. A jaundiced eye sees everything yellow એવી આપણા નાયકની સ્થિતિ છે.

૨/૧-૪ અત્યંત દીલગીર અવસ્થામાં નાયક ઉપર થતી અસરોનુ અત્રે વર્ણન છે.

૪/૧ બ્હાવરી થઇ ગયેલી આંખમાંથી પાણી વ્હેતું હતું તે ખાળી શકાતું નહોતું.

૪/૧ મ્હારા પગ ચાળણી જેવા થઈ ગયા છે એ વાક્ય સુપ્રસિદ્ધ છે.

૫/૧-૪ ઉર્મિરૂપી નાવ-વ્હાણ આ ઉર-રૂપી ભર તોફાનમાં સુકાની ( helmsman ) અને નૌપતિ ( captain ) વિના ઉછળે છે, અને ઉરના ટોચ ઉપર ચ્હડી પડે છે. અત્રે મનની ઉર્મિને વ્હાણ કલ્પ્યું છે અને હૃદયની તોફાની સ્થિતિને તોફાની દરિયો કલ્પ્યોછે.

૬/૩-૪ જેમ તોફાની વંટોળીયામાં વૃષ્ટિનું કાંઈ ઠેકાણું નથી રહેતું તેમ આ તોફાનમાં શરીરને પણ કાંઇ ચ્હેન નહોતું.

૭/૩-૪ નદી પર્વતના ટોચ ઉપરથી વ્હેતી માલમ પડ્યાથી તેણે વિચાર્યું કે પર્વતનાં નેત્ર ઉંચે હશે અને તેમાંથી આ અશ્રુધારા વ્હેતી હશે.

૧૦/૩-૪ તેની આંખો કાંઇ દેખી ન શકે અને શ્રવણેંદ્રિય (કાન) પણ પોતાનું કાર્ય ન બજાવી શકે એવી અવસ્થાને પામ્યો, અને છેક પર્વતની ટોચ ઉપર જ્યાં વાદળાં પર્વત ઉપર જાણે છાવણી કરી રહ્યાં હોય એમ આવી રહ્યાં હતાં ત્યાં આવી પહોચ્યો.

૧૨/૩ સર્વસૃષ્ટિમાં તું. મને સૌથી વ્હાલું છે અને બધાનો સાર (Essence) રૂપ છું.

૧૩/૧-૪ મનોબળ સૌથી શ્રેષ્ટ છે એ સ્વતઃસિદ્ધ છે. મન જેવું પ્રતાપવાન સૃષ્ટિમાં એકે નથી. રત્નનિધિ વિગેરે સર્વે સુખ મનના ઉપરજ આધાર રાખે છે. એથી તેઓ તેને આધિન છે.

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

૧૪/૨ મન જ્યારે ખીલે છે ત્યારે જગતની દરેક વસ્તુ તેની આગળ મ્હાત્ થઈ જાય છે, હારી જાય છે.

૧૫/૪ મનના દરેક આધિના ઉપાય મનને હસ્તગતજ છે. વેદાંતનો પણ સિદ્ધાંત છે કે तत्त्वमसि । Thou art that.

## ૩ અરણ્યરુદિત, જડમાં ચેતન.

ગયા કાંડમાં લખેલું બકીને પર્વત ઉપર ઉન્મત્ત દશામાં તે દોડવા લાગ્યો. તેની વિવેકદ્રષ્ટિ અંધ થઇ હતી. દોડતાં દોડતાં તે એક કેળને બાઝી પડયો. જડ તે જડજ ભાસ્યું, અને જડમાંથી ચેતનને સાંત્વન ન મળ્યું.

હૃદયનો પડદો ખુલવાથી થતો આનંદ પરસ્પર રતિ શિવાય બને તેમ નથી. જગત્માં કોઇ કાંઈ પારકાનું રોતાં નથી, સર્વ પોતપોતાનુ રૂવે છે. ફક્ત પ્રીતિથી પરકીય દુઃખ સમજાય છે, આ સર્વ સમજી નાયક રોઈ પડયો. એટલે પોકના રૂપે રતિએ પોતાનુ સ્થાન જે હૃદય હતું તે ત્યજ્યું. આ પ્રમાણે હૃદય ખુલતાં સ્નેહદીપ પ્રગટયો અને તેને જડ ચેતનસમ ભાસ્યું. વાયુ, વૃષ્ટિ, પુષ્પ, પરાગ, પૃથ્વીનો ગંધ અને કેળ એ સર્વની શીતલતા તેના વિવિધ અવયવોમાં પ્રસરી. હૃદયનો તાપ શમ્યો. દુઃખ પણ કાંઇક શમ્યુ. તેની સાથે આનંદનો અનુભવ થવા લાગ્યો. જ્ઞાનદૃષ્ટિ જરા ઉઘડતાં જગતમાં સર્વ સ્થાને રતિ જણાઇ અને તેનો પ્રત્યાઘાત પોતાની ચિત્તવૃત્તિમાં પડયો.

૧/૨ શોકમાં મન ડુબેલું હોવાથી તેની વિવેકદૃષ્ટિ ( discrimination ) અંધ થઇ ગઇ હતી.

૫/૨ આ જગત્માં સર્વ પોતપોતાનુ દુઃખ રડે છે પણ પારકાનું સાંભળવાને સૌના કાન બ્હેરા હોય છે.

૬/૧-૨ દાનવ શિવાય બીજા લોકો પારકા દુઃખને દેખતાજ નથી ( કાળજી ન હોવાથી ) અને જો દેખે છે તો અનાદર કરે છે, જોયું ન જોયું કરે છે,

૭/૧-૨ રતિ-રાણીના પ્રતાપ ભોગવનાર સ્નેહીઓ ફક્ત પારકું દુઃખ સમજી શકે છે અને પોતાનુ ગણે છે.

૮/૨ Unresponsed love never lasts.

૯/૧-૨ આવી સૃષ્ટિ જોઇ આપડા ચેતનનાયકની રતિએ પોકના રૂપે તેના હૃદયને તજ્યુ.

સ્નેહનુ પાત્ર આસપાસ ન જણાયાથી રતિ નાયકના હૃદયમાં ભરાઈ રહી હતી. શોકને લીધે તેનાથી પોક પડાઇ ગઇ અને હૃદયદ્વાર આમ ઉઘડવાથી રતિ બ્હાર નીકળવા પામી.

$\frac{૧૦}{૧-૨}$ આવો હુઠવો મુકી ખુલ્લું હૃદય કરવાથી જડનું હૃદય ચીરાયું, અને તેનામાં સ્નેહદીપ પ્રકટ્યો અને ચારે તરફ સ્નેહનો પ્રકાશ થઈ રહ્યો.

$\frac{૧૩}{૨}$ પર્વત ઉપર પડતાં વર્ષાદનાં ટપકાંથી થતા સ્વરે કરીને એના કાન ઉઘડ્યા.

$\frac{૧૫}{૧-૨}$ પાંચે ઇંદ્રિયદ્વારાએ જડે ચેતન પથિકના અંગમાં શીતળતાનો પ્રવેશ કરાવ્યો, અને પાન્થના સર્વ અંગમાં શીતળતા પ્રસરી રહી.

$\frac{૧૬}{૧-૨}$ આ પ્રમાણે જડમાંથી રતિરસ જાગવાથી નાયકના મનનો સર્વ શોક શમી ગયો અને સર્વ સૃષ્ટિમાં તેને સુખ દેખાવા લાગ્યું.

$\frac{૧૮}{૨}$ નાયકમાં પણ સ્નેહદીપ પાછો પ્રકટ્યો. મનમાં દુમો ભરાઈ ગયો હોય ત્યારે પુષ્કળ રડવાથીજ મન હલકું થાય છે એ જાણીતું છે. અને તેના પરિણામે આપણા નાયકને પ્રથમ જે સૃષ્ટિ નિશ્ચેષ્ટ લાગતી હતી તેજ આનંદ આપવા લાગી. અને મન પ્રફુલ્લ થતાં એના સર્વાંગે આનંદ વ્યાપી રહ્યો. ગયા કાંડમાં કવિએ વર્ણવેલા મનના પ્રભાવનું આ દૃષ્ટાંત છે.

### ૪ ઉત્સવ, પ્રમોદ, નિઃશંક અને નગ્ન હૃદય.

જડમાં ચેતન ભાસતાં નાયકના અંગમાં ઉત્સવ અને પ્રમોદ ઉત્પન્ન થયાં, તે થતાં હૃદય પ્રથમ નિઃશંક અને પછી નગ્ન—ભારરહિત, ખુલ્લુ થયું.

જડ જગત્ રતિમય લાગતાં તે ચેતનના હૃદયમાં પણ આનંદ થયો. અને તેની સાથે રતિએ પણ હૃદયને માંગલ્ય આપી તેનામાં પ્રવેશ કરી રહી અને તેથી સર્વ શરીરમાં ઉત્સવ વ્યાપી રહ્યો. નયન-મુખાદિ સર્વ અવયવ હૃદય સાથે ચેતન-મય, આનંદ-મય, રતિમય થઇ રહ્યાં. આ નૂતનદશા પાંથથી સમજાઇ નહીં. સહસા આનંદ શાથી થયો હતો? શોક શેનો થયો હતો ? વગેરે પ્રશ્નોનો ઉત્તર ના જડ્યો. ઘડી ઉપર જે વિશ્વ ખાવા ધાતું હતું તેજ વિશ્વ સર્વ દિશામાં રમણીય શાથી થયું. ? પ્હેલાં વિશ્વ સ્નેહ-ક્ષુધિત હશે— રમત રમતું હશે પરંતુ સત્ય રીતે તો મિત્ર છે એમ વિચાર આવતાં ચેતન બોલી ઉઠ્યું કે રતિ સંતાકુકડી રમતી હશે. આવું કાંઇક બોલતાં નાયક પોતાની પાછલી વાત કહી દે છે. પોતાની પ્રિયા સાથે કેમ મુસાફરીએ નીકળ્યો હતો તેનો વિચાર થયો. જનહિત્ વાસ્તે સર્વનાં દુઃખ ટાળવા તેની ઇચ્છા હતી અને લોકો જ્યારે તેને કહેતા હતા કે " સઉ સઉની સંભાળો, ભાઈ, પારકી પીડ શી વ્હોરોરે ? " ત્યારે જે હસતો હતો તેને તેઓનુ કહેવું કંઈક સત્ય લાગ્યું. સર્વના દુઃખ ટાળવાને યત્ન કરતો હતો તેને પ્રિયજનનાં દુઃખ જોવાં પડ્યાં. આવું સર્વ જગત્ વાસ્તે સ્નેહ ધારનાર હૃદય જગતના દુઃખ જોઇ દુઃખી થતું હતું; તેમાં પોતાનુ દુઃખ કહેવાનુ સ્થા-

ન ન્હોતું એ બીજું દુઃખ થઇ પડ્યું. તેના જેવા અભિલાષવાળુ–હૃદયવાળુ–રતિવાળુ માલમ ન પડતાં બધિર જગતને ન કહેતાં તે મુંગો રહેતો હતો, પરંતુ આજે સર્વ <u>વિશ્વ રતિમય ભાસ્યું.</u> તેથી કોઇને કહેતો ન્હોતો તે જડ વિશ્વને કહી દેવાયું અને તેની રતિ ઉલ્લાસિત થઈ. સર્વ સ્થાને રતિ ભાસવા લાગી, રતિવિના અન્ય કાંઇ ન દેખાયું. ત્યારે કવિ કહે છે કે શોકસાગરમાં ડુબતાં ચેતન જડ સાથે સ્નેહ કરી શોકસાગર તરી જાય છે તો ચેતન અને ચેતન વચ્ચે રતિ થાય તો હૃદય સ્નેહમાં લપટાઈ શું ન કરે ?

૧-૬[૨] દીવાળી આદિ શુભ અવસરે કંકુના હાથ દ્વારપર મારવાનો રીવાજ સર્વ કોઇને વિદિતછે. રતિ પાછી આવવાથી જે ઉત્સવ થયો તેથી હૃદયના દ્વારપર રતિએ કંકુના થાપા મારી, શુભ પ્રસંગ સૂચવી હૃદયની અંદર પ્રવેશ કર્યો.

૬[૩] બ્રહ્મા પેદાકરે છે તેથી તેની સાથે વિધાત્રા જોડાયલી છે એમ આપણા લોકમાં મનાય છે. <u>સ્નેહ–રતિ હમેશ વિષ્ણુ સાથે હોય છે</u> (વૈષ્ણવોની લીલા સુપ્રસિદ્ધ છે.) તેથી વિષ્ણુ સાથે લક્ષ્મી જોડાયલી છે.

રતિ ઉત્પન્ન થયેલી જોઇ લક્ષ્મી પણ પ્રકાશ પામી.

૧-૬[૪] માણસ અત્યંત આનંદમાં આવી જાય છે ત્યારે સ્વાભાવિક રીતે ગાલ પંપાળવા મંડી જાય છે એ દરેકના અનુભવમાં હશેજ. નાયકના ચ્હેરા ઉપર કાંઇક અવ્યક્ત હર્ષ સ્ફુરે છે.

૧-૬[૫] માણસ જ્યારે અત્યંત આનંદમાં યા અત્યંત શોકમાં હોય છે ત્યારે હૃદય વધારે ધડકે છે.

આનંદથી હૃદય ફુલ્યું તોપણ વધતો આનંદ અંદર સમાયો નહીં.

૬[૬] રોમે રોમ આનંદ વ્યાપી રહયો. આનંદથી મનહર જયનાદનો અવાજ સર્વ ઠેકાણે વ્યાપી રહયો.

૧-૬[૭] નાયકના હૃદયમાં ઘુમતા આનંદને વસંતમાં જામી રહેતા બ્હાર સંગાથે સરખાવ્યો છે.

૬[૧૧] સ્નેહી જ્યારે ક્રુધિત થાય છે ત્યારે રીસાય છે. પાંથ તે ઉપરથી ધારે છે કે જડ પ્હેલાં આવાં કાંઇ કારણથી રીસાયું હશે.

પ્રણય–કલહ=સ્નેહીયુગલમાં સ્નેહનો વધારો થવાસારૂ પ્રાસંગીક કલહની જરૂર છે.

ઉભય હૃદયને પૂર્ણ ખાત્રી હોય છે કે આ કલહ કૃત્રિમજ છે.

૬-૬[૧૨] લક્ષ્મીને ફરીથી જગતમાં ફરતી દેખીને ચેતન ધારે છે કે રતિ હમેશને વાસ્તે ન્હોતી જતી રહી પણ માત્ર સંતાકુકડીજ રમતી હતી.

૧૩ નાનાં છોકરાં સંતાકુકડી રમતાં સંતાયેલો સાથી જડતાં 'આ-રહ્યો' એમ બૂમપાડી ઉઠે છે તેવીજ રીતે ચેતન પણ રતિ જોતાં હર્ષના આવેગમાં આવી જઇ ઉદ્ગાર કાહાડી ઉઠે છે કે ત્હારા વિના મ્હારૂ મન કોના ઉપર ઠલવાઇ જાય. અત્રે સ્વભાવોક્તિની રમણીયતા કવિનો પ્રભાવ દેખાડે છે.

૧૫/૧ અત્રે નાયક પાછો પોતાની કથા કહે છે, અને પોતે ભોગવેલી સ્થિતિનુ વર્ણન કરે છે.

૧૬/૧-૨ જ્યારે તેણે પ્રિયા સાથ રતિ ભોગવી ત્યારે સુખ શિવાય બીજુ કાંઇ માલમ પડયું નહોતુ. મનની સ્થિતિ તે વખત એટલી પ્રફુલ્લીત હતી કે વિશ્વ એને સુખમય ભાસતું.

૧૯-૨૦ યુવાવસ્થામાં પારકું ભલું કરવાના તરંગો હાલના જુવાનીયામાં પણ હોય છે. તેમજ નાયકે પણ રતિના ફળ સર્વને ચખાડવાનો તથા જન સમૂહના દુઃખ ટાળવાનો નિશ્ચય કર્યો હતો.

૨૧/૧-૨ રતિના હૃદય અને આકારનુ નાયકે યથેચ્છ પાન કીધું પણ તેના શરીરને કદી પણ આલિંગવા પામ્યો નહીં.

૨૨/૨ તું રતિ છે એવી ભ્રાન્તિમાં હું શૂન્ય આકાશને બાઝી પડયો.

૨૩/૧-૨ રાત્રિનો-અંધકારસમયનો અંત આવતાં સૂર્યની પેઠે આકાશમાં ચ્હડી ઉચ્ચ સંસ્કારવાળો થઇ મ્હારી રતિને-પ્રિયાને પૃથ્વીના કમળની પેઠે વિકસાવીશ-ખીલાવીશ-ઉચ્ચકરીશ.

૨૫/૧-૨ જાગૃતલોક-જગતના અનુભવી લોકો દયા આણી કહે છે કે બીચારૂં છોકરૂં-અણઘડ-ઈંડામાં રહેલા જીવ પેઠે જગત્ શું છે તે શું સમજે? આપણી વિશ્વવિદ્યાલય ( University ) ના યુવકોની આવી સ્થિતિ કર્તાને પ્રત્યક્ષ થતાં આ પ્રસંગે પોતાના ઉભરા કહાડે છે.

૨૬/૧-૨ આજગતમાં મિત્ર અને પ્રિયાનાં સુખ મૃગજળ જેવાં ક્ષણ સુ-ખદાયિ હોય છે, કહ્યુ છે કેઃ—

"*What is friendship but a name*"?

..........................................

*And love is still an emptier dream*"
*etc. etc.* ( *Vicar of Wakefield* )

*Goldsmith.*

૨૮-૨૯-૩૦ યુવાવસ્થાના મદમાં લોકોનુ ભલું કરવાનીજ ધુન લા-ગી હતી અને તેની વિરૂદ્ધ શીખામણ આપનાર અનુભવી માણસોને હું હ-

સ્તો હતો; પણ ઈશ્વરે એમનો બોલ ઉપર રાખ્યો અને મ્હારે મ્હારા આત્મજનનાં દુઃખ અને ચારે પાસ શોકમય સૃષ્ટિ જોવાનો સમય આવ્યો.

૩૨/૧-૨ હૃદયરૂપી ધમણમાંથી ફક્ત હાય હાયના શબ્દ નીકળ્યા; સંચો ધીમો પડયો અને ઉચ્ચ વિચારરૂપી અંગારા હોલવાયા.

૩૫/૨ કર્તા કહે છે કે પહેલા પરદેશી પણ કોઇ દુઃખી હોય તો તેને સુખી કરી સુખ માનવાનો નાયક ભૂખ્યો હતો.

૩૮/૧-૨ મ્હારા બધા વિચાર સમજી શકે અને મ્હારા જેવી જેની અભિલાષા હોય તેના રતિમંદિરમાં–સ્નેહમાં મ્હારૂ હૃદય લીન થઇને દુઃખને ન ગણતાં આનંદથી નાચે એવો–મિત્ર etc.

૪૨/૧-૨ સર્વત્ર રતિ વ્યાપી રહેલી તેને લાગી અને લક્ષ્મી–સૌન્દર્યતા પણ પ્રસન્ન થઇને વિશ્વમાં અતિશય થઇ પડી.

### ૫ લક્ષ્મી, રતિ, સાત્વિક આનંદ, અને તન્મય વિશ્વ.

સૌન્દર્યતા પ્રત્યક્ષ કરતાં, તેમાં રતિ ઉત્પન્ન થાય છે, ( જુઓ–નોટ્સ કાંડ ૪–૩/૨) અને તેનુ પરિણામ, સાત્વિક આનંદ થાય છે. આનંદમય હૃદય થતાં સર્વ વિશ્વ રતિમય–આનંદ ભાસે છે.

સૌન્દર્ય નીહાળી જેમ ભ્રમર કમળ ઉપર ગુંજાર કરે છે તેમ ચિત્ત-ભોગ-લંપટ ચિત્ત મોહમાં પડી લક્ષ્મીવાસપર ગુંજાર કરતો ભમે છે. જડ સૃષ્ટિમાં લક્ષ્મી જોઇ અન્ય સૃષ્ટિને ભૂલી જઇ સ્નેહપાશને વશ થયેલો ( ચેતન ) પાન્થ આનંદથી જડસૃષ્ટિનુ સ્તવન કરે છે. પાંથતું ચિત્ત અનેક દુઃખ સહન કરી આખરે આનંદ પામ્યું છે તેથી તેને તે ધન્યવાદ આપે છે. પાન્થને વિશ્વમાં ઘણી રતિ દૃષ્ટિએ પડે છે. શૈલ, વૃક્ષ, પર્ણ, નદી, વાયુ, વગેરે સર્વમાં રતિ દેખાય છે. આ આખા કાંડમાં સૃષ્ટિ–સૌન્દર્યતાનુ વર્ણન છે. જડવિશ્વ આનંદની શાંત રમતમાં છે એમ તેને લાગે છે; તે પરસ્પર રતિ યુક્ત છે એવુ તેને ભાન થાય છે. સર્વ આવા આનંદમાં છે તેના પ્રભાવથી તે સમયે નાયકનો સ્નેહ ઉછળ્યો છે એમ કલ્પેલું છે. સ્નેહ, લક્ષ્મી અને આનંદની દૃઢ ત્રિપુટી જોતાં વિશ્વ સાથે પોતાનો અભેદ અનુભવે છે. પોતે પોતાને પણ ભૂલે છે–વીજળી, મેઘ, વાયુ, ત્યાર પછી પક્ષી અને 'અમ્બુદ્દચાપ' સર્વનુ સૌન્દર્ય, સ્નેહરૂપ, અને આનંદ જોવાને, અનુભવવાને ઉત્સુક મન વધારે દ્રવિત થાય છે અને આ સર્વમાં પ્રભુએ નિર્મેલા સ્નેહની અકળિત લીલા તે પરખીને નીરખી લઇ લે છે.

૩/૪-૫ જડ સૃષ્ટિમાં લક્ષ્મી જોઇ સ્નેહ પાશથી વશ થયેલો પાન્થ રતિમય દિવ્ય પ્રદેશને કાંઠે આવેલો પોતાને જોઇ ઘણો પ્રફુલ્લ થયો.

૪ પર્વતના દરેક શિખર ઉપર, વૃક્ષના દરેક પાંદડે, નદીના દરેક મોજાં ઉપર, વાયુની દરેક લ્હેરમાં, પશુપક્ષીના દરેક અંગે તેમ શબ્દે, મેઘમાળના દરેક ભાગ ઉપર, સૂર્યના દરેક કિરણે, વિવિધ રંગમાંને વિવિધ વેશમાં પાન્થે લક્ષ્મી જોઇ.

૫ અત્રે સ્નેહપ્રભાવનુ વર્ણન છે.

૫/૬-૭ સ્નેહના પ્રતાપવડેજ ચંદ્રનો પ્રકાશ પાણીમાં તેમજ સૂર્યનું તેજ પૃથ્વીમાં પ્રસરે છે.

૫/૮-૯-૧૦ પર્વતના શિખર આગળ જળથી ભરેલા મેઘમાં સૂર્યના તેજનાં ચંચળ ન્હાનાં મ્હોટાં બેત્રણ પ્રતિબિમ્બો પડી નયનને મિથ્યા ભ્રાન્તિ કરાવે છે.

૫ આ પદમાં વાદળથી ઢંકાયલા સૂર્યની કાન્તિના વર્ણનનો લાભ લઇ કવિએ પ્રેમનો પ્રભાવ વર્ણવ્યો છે. સૂર્ય અને વાદળી વચ્ચે પ્રેમ કલ્પ્યો છે.

૬ અત્રે નભને નારી કલ્પી છે અને સૂર્યને તેનુ સ્તન કલ્પ્યું છે—વાદળીને કાંચળીરૂપ માની છે. સ્નેહના ઉમળકાથી—ઉતાવળથી ગભરામણને લીધે મેઘરૂપ સ્તનોત્તરીય (કાંચળી) આકાશના સ્તન સૂર્યના ઉપરથી સરી પડ્યું છે એમ નાયક ધારે છે.

૭ મેઘ જુદા જુદા રંગ ધારણ કરે છે, અને વાદળીઓ એક બીજા સાથે એક વખત મળી જાય છે અને વળી પાછી જુદી પડે છે એ ઉપરથી નાયક એમ અનુમાન કરે છે કે લક્ષ્મી સ્નેહના હાથ ઝાલી ફુંદડી ફરે છે.

૭ લાલ લાલસમ=માણેક (Ruby) જેવાં લાલ.

૮ જળધર ગણમાં—વાદળાના સમૂહમાં રતિ જોઇ નાયક વિસ્મય પામેછે. અત્રે મેઘના કેટલાક દેખાતા આકારનુ વર્ણન છે; અને તેમાં દેખાતું વૈચિત્ર્ય રતિને લીધે છે એમ નાયક માને છે.

૯ આ પદના વર્ણનનુ કારણ મેઘ, રવિ, તારા અને નભ વગેરેછે. હૃદયે રતિ ગ્રહણ કરીને એકરૂપ થવાથી આ ઉપર વર્ણવેલાં વાદળાં દિગન્ત વ્યાપી શ્રી કૃષ્ણ વિષ્ણુરૂપ છે એમ નાયક ધારે છે. છેવટે પોતાનાથી ભુવન કાંઇ જુદુ નથી એમ માને છે.

૯ આકાશમાં ન્હાનાં ન્હાનાં વાદળાં લ્હેરીયાની ભાત પાડે છે.

સ્તમ્ભ સમાંતરઃ—વળી આ સામે બીજાં મ્હોટાં વાદળાં થાંભલાના આકારનાં થયાં છે તે જાણે આકાશઘુમ્મટને ટકાવી રાખતાં હોય એવાં દેખાય છે. એ પાછાં ત્યાંથી ચાલે છે અને હાથીની ગતિથી ધીમે ધીમે સૂર્યની પાસે આવે છે.

ગજ–ચરણ–સમાનઃ–એના બે અર્થ થઇ શકે. (૧) વાદળાં હાથી જેવાં લઈ શકાય. (૨) હાથીના પગ જેવાં વાદળાં સૂર્ય પાસે આવે છે. બીજો અર્થ વધારે સારો છે. કારણ પ્રથમ વાદળાંને થાંભલા જેવાં કહ્યાં છે તો આ ઠેકાણે હાથીના પગની ઉપમા બરોબર છે. પહેલો અર્થ લેતાં ચરણ=સૂર્ય કિરણ કરવો પડશે, એકંદરે બીજો અર્થ સારો છે.

૧૦/૪–૫—જેમ રતિ પાન્થના હૃદયને ઘડી દેખાઈ ઘડી અદૃષ્ટ થઇ આનંદ અને દુઃખ આપ્યા કરે છે તેમ વીજળી ઘડી જલધરમાં અંતરધ્યાન થઇ ઘડી દેખાઈ અંધકાર અને આનંદ પ્રસરાવે છે. કોયલા જેવા કાળા મેઘ–વાદળામાં તે અગ્નિ માફક પ્રકાશિત થાય છે અને દિશારૂપી શગડીમાં નીચી જ્વાળવાળા ભડકા માફક પ્રકાશે છે.

૧૧/૬–૭–૮ પક્ષિઓ ગોળ કુંડાળામાં ઉડી એક બીજા સાથે રમતાં હતા અને મનહર ગીત ગાતાં હતાં તેથી એમ લાગતું હતું કે આકાશમાં વૃન્દાવન[1] આવ્યું.

૧૧/૧૬–૧૭ રતિના વિલાસથી મૂઢ બનેલા સૂર્યના કિરણ વાદળાની અંદર પ્રવેશ કરી નવાં સુંદર રૂપ ધારણ કરી પ્રકાશે છે. આ નવા રૂપને લોકો મેઘધનુષ્યના નામથી ઓળખે છે. નાયકને આ ધનુષ્યની કમાન સર્વ ભૂમીને નભને વિંટલાઇ વળતિ સ્નેહકમાનસમ ભાસે છે.

૧૧/૧૯ ચાર બીજાં;—( making seven in all ) સાતે રંગ એક બીજા સાથે રતિ રંગ કરે છે.

૧૧/૨૦ કર–કિરણ રૂપી અશ્વ ઉપર બેશી સૂર્ય ફરે છે. સૂર્યનો અશ્વ સાત મુખી લોક માને છે–અને તે કિરણ પણ પૃથક્કરણ (analysis) કરતાં સાત રંગી માલમ પડે છે.

## ૬ પ્રફુલ્લ હૃદય, સમાધિ, જીવત્સાયુજ્ય.

પ્રભુના સ્નેહની અકળિત લીલા પરખીને નીરખી લેવાથી નાયકનું મન અત્યંત પ્રફુલ્લ થયું. પ્રફુલ્લ થયેલું હૃદય સમાધિને લીધે જીવતા છતાં વિશ્વ સાથે જોડાઇ જઇ જગતના દુઃખથી મુક્ત થઈ, નહીં વર્ણવી શકાય એવો આનંદ અનુભવે છે.

સાયંકાલનો સમય થયો છે. સૂર્યપ્રભા અને પવને પૃથ્વી અને આકાશ

---

(૧) વૃન્દાવનમાં (મથુરા આગળ) શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે રાસ રમતા હતા ત્યારે સર્વે ફરતાં હતાં અને ગાતાં હતાં. આ ઠેકાણે કૃષ્ણ કોણ તે જાણવું જરૂરનું નથી તેમ કવિએ કલ્પેલું પણ નથી. માત્ર એટલુંજ કહ્યું છે કે પક્ષિઓ રાસ રમતાં હતાં.

વચ્ચે સંગાથે હીંચે છે. રાત્રે ધીમે ધીમે આવી સૂર્ય સાથે અભેદ સાધી દિવસને લોક ન દેખે તેમ રાત્રિમાં સંક્રાતિ કરવા કહે છે. આ મંગળ પ્રસંગે તરુવર, ખગટોળાં વગેરે સાજનને બદલે ઉભાં છે. નદી પણ સ્નેહથી તેના પતિ સમુદ્રને મળવા જાય છે. વ્યોમ પણ "ચળ-વારિમાં" પ્રવેપ કરી ચલિત થયું છે. અને પોતાનુ સ્થીરત્વ ત્યજ્યું છે. આ રીતે કવિ સર્વે જગત્ સ્નેહમય પ્રફુલ્લ હૃદયવાળું થયું છે એમ દર્શાવે છે. આવી રીતે સર્વ રતિમય જોતાં પથિકને પોતાનું ઉર પણ સ્નેહથી નાચતું લાગે છે. સર્વ રતિમય થવાથી બીજુ કાંઇ જણાતુ નથી. ત્યાંથી જવાનો વિચાર થતો નથી. અને યોગનિદ્રામાં લીન થયેલો આત્મલીન થાય છે અને દૃશ્યદૃષ્ટાની અભિન્નતા થવાથી કાંઇ અન્ય જોવાનુ વા જોનાર રહેતું નથી.

આવી રીતે રતિસુરત શિખરે પ્હોંચી થાકીપાકી સુનેત્રા મીંચી મોહમાં લીન થઇ તેની સાથે જગત્માં સર્વ દીશાએ અંધકાર છવાઇ ગયો. અને ભવ-વર અને રાતે પત્નીએ પતિ-પત્ની સમ ગાંઠ બાઝી સુતાં અને કવિ પણ આનંદમાં આવી કહે છે કેઃ-

" બહુ બહુ એવા ઉત્સવો નિત્ય થાજો !
રતિ ઉર લપટાઈ વિશ્વ રોમાઞ્ચ પામો !
રતિ રસ વશ સર્વે નિત્ય ઉન્મત્ત થાજો !
રતિ સુરત સકને શાન્ત આનંદ પાજો !"

૨-અત્રે ધરતીને પત્ની અને નભને નાથ કલ્પ્યો છે.

૪ રાત્રિ ને દિવસના વર્ણ એક બીજા સાથે સંપૂર્ણ મળી જાય (perfect blending) એવા શુભ પ્રસંગે વિવિધ રંગ ધારી તરુવર જાનૈયા થયા.

૭/૬-૬ મોજાંને લીધે નદીનો પટ જાણે કરચળીવાળો હોય એમ ભાસે છે. નદી સ્નેહથી સમુદ્ર તરફ વહે છે.

૧૦/૬-૬ પથ્થરપર પાણી અથડાવાથી છાંટા ઉંચે ઉડયા. પણ નીચે રહેલા પાણિ સાથે સ્નેહ (affection—attraction) હોવાને લીધે-બિંદુની કમાન જેવો આકાર રચી પાછા પડયા.

૧૨/૬ રાજહંસ સ્નેહરસ ચાખતાં પૂરમાં ધસડાયો, એટલે અન્ય પ્રાણી જેવી એની ગતિ થઇ, પણ એ સંસ્કારી જીવ હતો તેથી સંસારી સ્નેહના મલિન સત્વમાં ધસડાવાનુ મુકી દઇ શુદ્ધ દૈવી સ્નેહ અનુભવવા પાછો આવ્યો અને એ આવી શકયો તેથી ખુશ થયો.

૧૩/૬-૬ પર્વતની હજારો ટોચ ઉપર પાણી ઝરે છે. તેને નાયક સ્નેહ

ગજ–ચરણ–સમાનઃ–એના બે અર્થ થઇ શકે. (૧) વાદળાં હાથી જેવાં લઈ શકાય. (૨) હાથીના પગ જેવાં વાદળાં સૂર્ય પાસે આવે છે. બીજો અર્થ વધારે સારો છે. કારણ પ્રથમ વાદળાંને થાંભલા જેવાં કહ્યાં છે તો આ ઠે-કાણે હાથીના પગની ઉપમા બરોબર છે. પહેલો અર્થ લેતાં ચરણ=સૂર્ય કિ-રણ કરવો પડશે, એકંદરે બીજો અર્થ સારો છે.

૧૦/૪–૫—જેમ રતિ પાન્થના હૃદયને ઘડી દેખાઈ ઘડી અદૃષ્ટ થઇ આ-નંદ અને દુઃખ આપ્યા કરે છે તેમ વીજળી ઘડી જલધરમાં અંતર્ધ્યાન થઇ ઘડી દેખાઈ અંધકાર અને આનંદ પ્રસરાવે છે. કોયલા જેવા કાળા મેઘ–વાદળામાં તે અગ્નિ માફક પ્રકાશિત થાય છે અને દિશારૂપી શઘડીમાં નીચી જ્વાળા વાળા ભડકા માફક પ્રકાશે છે.

૧૧/૬–૭–૮ પક્ષિઓ ગોળ કુંડાળામાં ઉડી એક બીજા સાથે રમતાં હતાં અને મનહર ગીત ગાતાં હતાં તેથી એમ લાગતું હતું કે આકાશમાં વૃન્દા-વન[1] આવ્યું.

૧૧/૧૬–૧૭ રતિના વિલાસથી મૂઢ બનેલા સૂર્યના કિરણ વાદળાની અંદઃ પ્રવેશ કરી નવાં સુંદર રૂપ ધારણ કરી પ્રકાશે છે. આ નવા રૂપને લોકે મેઘધનુષ્યના નામથી ઓળખે છે. નાયકને આ \ધનુષ્યની કમાન/સર્વ ભૂમીને નભને વિંટલાઇ વળતિ\સ્નેહકમાનસમ/ભાસે છે.

૧૧/૧૯ ચાર બીજાં;—( making seven in all ) સાતે રંગ એઃ બીજા સાથે રતિ રંગ કરે છે.

૧૧/૨૦ કર–કિરણ રૂપી અશ્વ ઉપર બેશી સૂર્ય ફરે છે. સૂર્યનો અશ્વ સાત મુખી લોક માને છે–અને તે કિરણ પણ પૃથક્કરણ (analysis) કરતાં સાત રંગી માલમ પડે છે.

## ૬ પ્રફુલ્લ હૃદય, સમાધિ, જીવત્સાયુજ્ય.

પ્રભુના સ્નેહની અકળિત લીલા પરખીને નીરખી લેવાથી નાયકનુ મન અત્યંત પ્રફુલ્લ થયુ. પ્રફુલ્લ થયેલુ હૃદય સમાધિને લીધે જીવતા છતાં વિશ્વ સાથે જોડાઇ જઇ જગતના દુઃખથી મુક્ત થઈ, નહીં વર્ણવી શકાય એવો આનંદ અનુભવે છે.

સાયંકાલનો સમય થયો છે. સૂર્યપ્રભા અને પવને પૃથ્વી અને આકાશ

(૧) વૃન્દાવનમાં (મથુરા આગળ) શ્રીકૃષ્ણ ગોપીઓ સાથે રાસ રમતા હતા ત્યારે સર્વે ફરતાં હતાં અને ગાતાં હતાં. આ ઠેકાણે કૃષ્ણ કોણ તે જાણવું જરૂરનુ નથી તેમ કવિએ કલ્પેલું પણ નથી. માત્ર એટલુજ કહુ છે કે પક્ષિઓ રાસ રમતાં હતાં.

વચ્ચે સંગાથે હીંચે છે. રાત્રે ધીમે ધીમે આવી સૂર્ય સાથે અભેદ સાધી દિવસને લોક ન દેખે તેમ રાત્રિમાં સંક્રાતિ કરવા કહે છે. આ મંગળ પ્રસંગે તરુવર, ખગટોળાં વગેરે સાજનને બદલે ઉભાં છે. નદી પણ સ્નેહથી તેના પતિ સમુદ્રને મળવા જાય છે. વ્યોમ પણ "ચળ-વારિમાં" પ્રવેપ કરી ચલિત થયું છે. અને પોતાનુ સ્થીરત્વ લજ્યું છે. આ રીતે કવિ સર્વ જગત્ સ્નેહમય પ્રફુલ્લ હૃદયવાળું થયું છે એમ દર્શાવે છે. આવી રીતે સર્વ રતિમય જોતાં પથિકને પોતાનું ઉર પણ સ્નેહથી નાચતું લાગે છે. સર્વ રતિમય થવાથી બીજુ કાંઇ જણાતુ નથી. ત્યાંથી જવાનો વિચાર થતો નથી. અને યોગનિદ્રામાં લીન થયેલો આત્મલીન થાય છે અને દ્રસ્યદ્રષ્ટાની અભિન્નતા થવાથી કાંઇ અન્ય જોવાનુ વા જોનાર રહેતું નથી.

આવી રીતે રતિસુરત શિખરે પ્હોંચી થાકીપાકી સુનેત્રો મીંચી મોહમાં લીન થઇ તેની સાથે જગત્માં સર્વ દીશાએ અંધકાર છવાઇ ગયો. અને ભવ-વર અને રાતે પત્નીએ પતિ-પત્ની સમ ગાંઠ બાંઝી સુતાં અને કવિ પણ આનંદમાં આવી કહે છે કેઃ—

"બહુ બહુ એવા ઉત્સવો નિત્ય થાજો !
રતિ ઉર લપટાઈ વિશ્વ રોમાચ્ચ પામો !
રતિ રસ વશ સર્વ નિત્ય ઉન્મત્ત થાજો !
રતિ સુરત સઉને શાન્ત આનંદ પાજો !"

૨—અત્રે ધરતીને પત્ની અને નભને નાથ કલ્પ્યો છે.

૪ રાત્રિ ને દિવસના વર્ણ એક બીજા સાથે સંપૂર્ણ મળી જાય ( perfect blending ) એવા શુભ પ્રસંગે વિવિધ રંગ ધારી તરુવર જાનૈયા થયા.

૭—૬ મોજાંને લીધે નદીનો પટ જાણે કરચળીવાળો હોય એમ ભાસે છે. નદી સ્નેહથી સમુદ્ર તરફ વહે છે.

૧૦—૬ પથ્થરપર પાણી અથડાવાથી છાંટા ઉંચે ઉડ્યા. પણ નીચે રહેલા પાણિ સાથે સ્નેહ (affection—attraction) હોવાને લીધે-બિંદુની કમાન જેવો આકાર રચી પાછા પડ્યા.

૧૨ રાજહંસ સ્નેહરસ ચાખતાં પૂરમાં ધસડાયો, એટલે અન્ય પ્રાણી જેવી એની ગતિ થઇ, પણ એ સંસ્કારી જીવ હતો તેથી સંસારી સ્નેહના મલિન સત્વમાં ધસડાવાનુ મુકી દઇ શુદ્ધ દૈવી સ્નેહ અનુભવવા પાછો આવ્યો અને એ આવી શક્યો તેથી ખુશ થયો.

૧૩—૬ પર્વતની હજારો ટોચ ઉપર પાણી ઝરે છે. તેને નાયક સ્નેહ

ઝરે છે એમ માને છે. પર્વત જેવા કઠિનના હૃદયમાંથી સ્નેહ ઝરતો જુએ છે ત્યારે સ્નેહની સત્તા વિશે નાયકને વધારે ખાત્રી થાય છે.

૧૬/૨ સ્નેહ વિષયમાં યોગીની અવસ્થાને પામેલા નાયકને તેનીતે સ્થિતિમાં રહેવુ પસંદ પડે છે.

૧૭/૧-૨-૩ પૂર્ણાનંદમાં લીન થવાથી, અને સર્વ રતિમય થઇ જવાથી પથિક સ્નેહ-યોગ અવસ્થાને પામ્યો; પથિકે જંગલમાં પર્વતના શિખર ઉપર પોતાના હૃદયમાં સર્વ જગત્નુ ઐક્ય માની ચર્મચક્ષુ બંધ કર્યાં.

૧૭/૧-૨ યોગનિદ્રાને વશ થયેલો નાયક આત્મલીન થાય છે અને દૃશ્ય દ્રષ્ટા વચ્ચે ઐક્ય દેખી કાંઇ જોવાનુ યા કોઇ જોનાર દેખતો નથી.

## ૭ નિશામાં દીપ.

પાન્થ પર્વતના શીખર ઉપર જીવત્સાયુજ્ય પામી આત્મલીન નિદ્રા વશ થયો હતો એટલામાં યુવતિગણ આવી પહોચે છે.

અત્રે પ્રથમ અંધારી રાત્રિનુ વર્ણન છે. ત્યારબાદ પથિકને કાને કાંઇ સ્વર પડે છે અને દૂર દીવાની હાર નજરે પડે છે આ પદમાં તજ્જન્ય સ્થિતિનુ વર્ણન છે.

ઘમઘોર રાત્રિ ગાજે છે. ઘુવડાદિ નિશાચરો તે સમયે નીકળી પડ્યા છે. આવી વખતે પથિકના કાને શબ્દ પડે છે તેની અસરથી તે જાગૃત થાય છે અને આસપાસનો દેખાવ જોઇ તેને વિચાર થાય છે કે આવા સમયે દીપ અને શબ્દ કયાંથી ? આમ તે વિચારતો હતો એટલામાં તેણે સાંભળ્યું.

" સખી, મિત્ર ત્હેં કયાં નિહાળયો ?"
આ અંધારે કંઇ થયુ રખે હોય તેને અનિષ્ટ ? "

એટલામાં કાચધામો ( ફાનસો ) હાથમાં લીધેલાં એવો યુવતિગણ તેની નજરે પડયો. યુવતિગણમાંથી બોલાયલા શબ્દ જાણીતા, પરિચિત લાગ્યા પણ ઓળખાયા નહિં, તે શબ્દથી તેમજ બોલનારને ઓળખી કાઢવાના વિચારમાં તેના મનની સ્થિતિ બદલાઇ મન વ્યગ્ર થયું. અને રતિ ધ્રુણું અકલાઇ તે ઉર તોડી બ્હાર નીકળવા પ્રયત્ન કરવા લાગી. અર્થાત્ સર્વે રતિમય થયું હતું તે બદલાઈ સંદિગ્ધ મન થયું અને નિદ્રામાંથી જાગૃત થયેલું મન મોહમાં પડયુ. સહસા આવું થવાનુ કારણ સામાન્ય વર્ગ શુ સમજે ? રતિરસમાં મંદ રહી આ સર્વ સંસૃતિ કોઇ કળી શકશે ?

૧/૧-૪ અત્રે શ્યામ વર્ણની દીશાઓને કવિએ મલિન વસ્ત્રધારી વ્યભિચારિણીની ઉપમા આપી છે.

અને રાત્રિ વ્યભિચારિણીની કુટ્ટીની રૂપ છે ને ઘુવડ આદિ નિશાચરો ભ-ડવાનુ કાર્ય સારે છે.

૪ ત્રાસ અખિલલગાતો—ઘુવડ 'મુવો, મુવો' એમ બોલે છે, એ એનુ બોલવુ ઘણુ અપશુકન ભરેલું ગણાય છે, એમ આપણા લોક માને છે. જેના ઘર ઉપર એ બોલે તેને જરૂર હાની થાય એમ આપણા લોકનુ માનવુ છે તેથી ત્રાસ ફેલાય છે.

૨ દીપમાલા પ્રકાશ આપી ભયને દૂર કરે તેથી તેને કવિએ દીશાની વૈરિણી કલ્પી છે. દીવા ઝાલનાર મનુષ્યો દેખાતા ન્હોતા તેથી જાણે નીચેં પક્ષીની હાર ઉડતી હોય એવો દેખાવ થઇ રહ્યો હતો.

કુ-૪ આ દીપમાલા સમુદ્રના મોજાને કાપીને—અડકીને ઉડતી પક્ષિની હાર માફક અંધારારૂપી સાગરના મોજા કાપી આગળ ચાલતી દેખાતી હતી.

૩ શાન્ત નિ:શબ્દતા ત્યાં પ્રસરેલી હતી તેને જાણે દોડીને સરતમાં પછાડી પાડી મુકી હોય તેમ કાંઈ અવાજ, શાન્તતા દુર કરી પાન્થના કર્ણને પ્હોંચ્યો. વાણી અને નિઃશબ્દતાને પછાડી પાડી પાન્થને પોતાને મળવુ હતું તેથી ધણી જલદીથી આવી અને તેથી તે હાંફતી હતી. પછી તે પાન્થના ચિત્તમાં મધુર રૂપ ધારણ કરી પેઠી. દૂરથી આવતો અવાજ તુટેલો સંભળાય છે ને હાંફતા પુરૂષનો અવાજ પણ તેવોજ હોય છે,

૪ જીવને જાગૃત કરવો, એ સ્નેહશક્તિછે એમ ધારી હૃદયે સ્નેહનુ મૂળ શોધ્યુ. ( see author's note page 18 No. 1).

૧૦ દીવાના પ્રકાશથી આંખે કાંઇક જોયું ન-જોયું ( એટલે પુરૂં જોયું નહોતું ) એટલામાં પાણી આવ્યુ ( ચ્હડયુ નીર ) અને અંતઃકરણમાં-થી રતિની (સ્નેહની ) આણ માથે ચ્હડાવી. ( અર્થાત્ સ્નેહ વ્યાપી રહયો. )

## ૮ સ્વાગત વિરહાન્ત.

પથિક મિત્ર તરફથી સ્વાગત—આવકાર પામે છે અને તેની સાથે વિરહનો પણ અંત આવ્યો.

યુવતિગણમાંથી એકે આગળ આવી પથિકનુ મુખ જોયુ અને હૃદ-યમાંથી તેને ધણો આનંદ થયો અને પોતાની સખીને કહેવા લાગી કે " સ-ખિ તું જુઠી મટી. એજ મ્હારા સખા છે, એજ મારા મિત્ર છે." એટલું કહીને પથિકના કંઠ પાસે બેઠી અને તેને બાઝી પડી, અને કહેવા લાગી કે

" ઓ મુજ વ્હાલા મિત્ર ! અંહી તુ કયાંથી રે ?
આવી દશા ધરી હૃદય તુ વીંધે, એનુ કારણ શુયરે ?"

તુ સાંભળતો કેમ નથી ? મ્હારી સખિએ ત્હારૂ છાનુમાનુ રૂદિત સાંભળ્યું અને તેથી હું આવીછુ. મ્હારો સ્વામી ત્હારો મિત્ર ત્હારી વાટ જુએ છે અને તારે વાસ્તે દુઃખી થાય છે. હું પણ કેટલી દુઃખી થઇ તે સર્વ કહી તને શા વાસ્તે દુખી કરૂ ? વળી તારી પત્ની તારી સખી તે કયાં ગઇ ? ” આટલુ પુછતાં તે રોઇ પડી ને ગદ્દગદ્દ કંઠે રોતી મિત્રનુ શરીર નીહાળવા લાગી; એને હૃદય સાથે ચાંપ્યો અને મ્હોં ઉપર મ્હોં મુકી રોઇ. વારે ઘડીએ આંસુ લ્હોતે લ્હોતે “ બોલ તુ બોલ ” એટલુંજ કહેતી હતી. આસપાસ જોઇ રહેલો સખી–સમાજ પણ રોવા લાગ્યો અને ઘોર નિશામાં સ્નેહદીપ પગટયો. પથિક પણ ખરે ખરો જાગૃત થયો અને તેની સાથેજ તેના હૃદયમાં અવનવી આગ સળગી. સખીના હાથ ઉપર કંઠ ટેકવી રોવા લાગ્યો અને બોલાઇ શકાયુ નહીં. આખરે સ્વસ્થ થઇ હૈયુ દાબી અશ્રુ ખાંળી, નિશ્વાસ મુકી, સ્નેહમાં લીન થયેલો પાન્થ બોલ્યો. તે એ વાત આવતા કાંડમાં છે.

અત્રે મિત્રપત્ની પોતાના પ્રદેશમાં નાયકને ઉંઘેલો જુએ છે અને તેને જાગૃત કરી તેનો વૃતાંત પુછેછે.

૧૩/૨ યુવતિગણમાંથી નાયકના મિત્રની પત્નીએ આગળ આવી સુતેલા પુરૂષને નીહાળ્યો, અને તેમ કરતાં પોતાના પતિના મિત્ર–નાયકને જોતાં ખુશ થઇ.

૧૪/૧ પાન્થ પૃથ્વી ઉપર પડયો હતો અને આંસુ ઢાળતો હતો. તેથી મિત્રપત્ની કહેછે કે પૃથ્વીને આમ પોતાના હૃદય સરસી ત્હારા શીવાય કોણ ચાંપે એવું છે. ?

૧૫/૨ રતિના આવેશને લીધે વાણિ બંધ થઇ ગઇ અને હૃદય ઘણુ ધબકવા માંડયું.

૧૬/૧ આખરે વાણી કુણ્ઠિત અવસ્થામાંથી છુટી અને નાયક બોલી શકયો.

## ૯ ઉભરા–રસવમન.

ઘણા દિન પછી મિત્ર મળતાં નાયકને આનંદ થાય છે અને તેથી બોલાઇ જવાય છે કે આજે મને ચેતન–મિત્ર મળ્યો છે તેથી રાજ્યાસન ઉપર બેઠા જેવુ ને આખી રાત્રિ રોયાં બાદ જેમ સૂર્ય જોઇને નયનો વિકસે અને સુખ થાય તેવુ સુખ મળ્યુ છે. મારૂ હૃદય મિત્ર જોઇ આજ પ્રીતિરસવશ થયું છે. અને સર્વ દુઃખ વિસરે છે. પછી તેના સ્વામિની ખબર અંતર પુછી પાછલા દિવસ યાદ આણે છે. તેમ કરતાં તેમાંનો એક અતિ આનંદદાયક પ્રસંગ મિત્રપત્નીને યાદ છે કે નહી એમ પુછી તે વર્ણવે છે; ને પુછેછે કે તને યાદ છે કે એક દિવસ આપણે ત્રણ ( મિત્રપત્ની, મિત્ર અને નાયક ) બેઠાં

હતાં ત્યાં મ્હારી પત્ની આવી. તે સમયના તેના (નાયક પત્નીના) શોકનુ કારણ પૂછતાં તેણે કહ્યું કે જગતમાં આટલાં દુઃખ છતાં તમે કેમ બેશી રહ્યા છો ? હું પુરુષ હોત તો બધાનાં દુઃખ નિવારત; રંગભૂવનાદિ ઉપર મને વિરાગ ઉઠ્યો છે. તમે શૂરવિર છો, વિદ્વાન છો. તમારામાં સર્વ શક્તિ છે તે છતાં લોકોની કંગાલ અવસ્થા, અજ્ઞાન આદિ દુર કરતા નથી, અસુરના કરમાંથી બચાવતા નથી તો તમારી શક્તિનો અર્થ શો ? તમે વારે ઘડીએ કહોછો કે અમે શું કરીએ, તો તેનો ઉત્તર તમારેજ ખોળી કહાડવો જોઇએ. આટલુ કહી નાયક પુછેછે કે હે સખિ ! મ્હેં અને ત્હારા સ્વામીએ જે વૃત્ત લીધાં છે તે તને યાદ છે ? આ અભિનન્વ વાણી સાંભળી તે હર્ષથી ઉભરાઇ અને તેના

" વિલોચનો દીપી સલિલ સારે,
કમ્પે સ્તનો, જાગીજ રોમરાજી. "

અને તે જે બોલી તે ૧૦ મા કાંડમાં કહ્યું છે.

આ કાંડમાં મિત્ર પત્નીની સાથે વાત કરતાં પોતાનો દેશ છોડી બ્હાર નીકળવાનુ કારણ નાયક કહે છે—અત્રે નાયક દ્વારા કવિ નાયકની મુસાફરીનુ કારણ અને તેણે કરવા ધારેલુ કાર્ય વર્ણવે છે. પ્રસ્તાવનામાં કહ્યા મુજબ સ્ત્રી પ્રેરક છે—અને પતિનો ધર્મ અભિલાષા પૂરવાનો છે તે આ પ્રસંગે કવિએ બતાવ્યુ છે. (જુઓ કવિની નોટ નંબર ૧૯ મા કાંડની ૬ ઉપર)

વૃ. ૧-૨ પહેલા કાંડથી કવિએ નાયકને જડની અંદર વર્ણવ્યો છે. જડ સાથે તેને મિત્રાઇ થઇ અને તજ્જન્ય આનંદાદિ વર્ણવ્યા છે. આ બધા જડ જતા રહી ચેતનમિત્રને જોઇ નાયકને અત્યાન્દ ઉપજ્યો અને આખી રાત અંધારામાં રોઇ રોઇ કહાડે તેના નયનને જેમ સૂર્યના પ્રકાશથી આનંદ થાય છે તેવી તેની સ્થિતિ થઇ.

નાયકપત્ની પોતાના શોકનુ કારણુ જણાવતાં બોલી કે હે પરમાત્મા ! પારકાનુ દુખ જોઇ દુઃખી થવાનુ હૃદય જ્યારે ત્હેં મને અર્પ્યું છે ત્યારે મને અબળા શું કરવા રાખી છે ? મને એ દુઃખ નિવારણ કરવા સબળા કેમ ન બનાવી ? આ વાક્ય સ્ત્રી જાતિને લાગુ પડે છે. સ્ત્રીજાતી અબળા કહેવાય છે અને છે; પણ સ્ત્રીનુ હૃદય હમેશાં કોમળ હોય છે આ કોમળ મનને લીધે સ્ત્રીને પુરૂષ વર્ગ કરતાં ખેદ વધારે થાય છે. પણ અબળા હોવાથી બીજાનુ દુઃખ નીવારણ કરવાની તેઓમાં શક્તિ નથી હોતી તે ફક્ત સબળ વર્ગ (પુરૂષ વર્ગ)ને અર્પાએલી છે. ઇશ્વરની આ કૃતિ સમજાય તેમ નથી.

૬-૭ સમો થયે... શું તેમાનું કોઇ રતિ ?=સરસ્વતિ અને યુદ્ધકળા એ

એમાંથી શું કોઇ રતિભાર પણ કામ નહીં આવે ?

૧૨/૧-૨ અત્રે બુદ્ધિને વાદળ કલ્પ્યું છે. નાયકપત્ની નાયકને કહેછે કે તમારામાં બુદ્ધિનુ વાદળ ગાજી રહ્યુ છે ત્યારે તમે તેને વરસાવો-તેનો લાભ તેની આકાંક્ષા રાખનારને તેમ બીજાને પણ આપો.

આ મ્લેચ્છ લોકો બીચારા દેશીઓને પજવી રાટચા ફાટચા ફરે છે તેમને તમારા બાહુબળનો સ્વાદ ચખાડો.

૧૪/૧-૨-૧૫/૧-૨ હાલના ભણેલાઓને કાંઇ કરવાનુ કહેવામાં આવે છે અથવા દેશોન્નતિ માટે યત્ન કરવા વિનંતિ કરવામાં આવે છે ત્યારે તેઓ હમેશ શું કરવું તેનો તમે રસ્તો બતાવો એવો જવાબ વાળે છે. તેવાઓને આ કવિનો જવાબ,

.....................“ ઉત્તર તમે લ્યો શોધી પોતે.
ઉગ્યો ભાણુ વિદ્યાનો તમમાં પુછો પછી બીજાને શું ?”

બહુજ લાગુ પડે છે.

૧૭/૧-૪ ઉપરના વૃતાંતનુ સ્મરણ દેવડાવતાંજ મિત્રપત્ની હર્ષથી ઉભરાઈ અને તેના નયનો હર્ષના અશ્રુથી દીપવા લાગ્યાં અને સ્તનો ઉત્સાહથી કંપવા લાગ્યાં, અને આખે શરીરે રોમાંચ થઇ રહ્યો.

## ૧૦ રસપાન, ઘૂર્ણન.

મિત્રપત્ની પોતાની પાછલી વાત સંભારી જાણે રસપાન કરતી હોય એમ લાગતી. જેના ઉપર આપણો સ્નેહ હોય છે તેનાં સત્કૃત્ય સંભારવાં દરેકને હમેશ ગમે છે. અને આ સંભારવુ રસપાન કરવા જેટલું મીઠું લાગે છે. આમ સંભારવામાં તદાત્મ થતાં સખી સાંભરી આવે છે અને તે જોવામાં ન આવતાં તે ઢળી પડે છે એટલે જાણે રસપાનનો મોહ ચ્હડયો હોય એમ લાગે છે.

ઘૂર્ણન=મોહ ( intoxication )

“ પ્રિયજનના વામેલા ( Vomitted ) રસનુ પાન કરવું અને તન્મય થવું એ સ્નેહ લક્ષણ છે.” પાન્થે નિઃસારણ કરેલા રસનુ સખીએ પાન કર્યું અને પાનના પ્રભાવે ઘૂર્ણન.

મિત્રપત્નીએ જવાબ દીધો કે હે સખી, એ વાત તો કેમ ભૂલાય ? મ્હારી સખીએ કહ્યું તેની અસર તમારા બન્ને ઉપર એવી થઇ કે તમે સર્વે નિરાશા તજી, હૃદયે હિમ્મત ધરી શત્રુમાં ઘુમ્યા અને અસુર લોકમાં ત્રાસ ઉપજાવ્યો, અને મિત્ર વર્ગમાં આનંદ વર્તાવ્યો. મારા પતિને જીતેલા પ્રદેશ ઉપર રાજ્ય કરવા નીમી કેટલાક દીન આનંદમાં આપણે કહાડયા. આવા

કેટલાક માસ કહાડ્યા એટલામાં ત્હારી પત્ની અને મ્હારી સખી વળી કાંઇ દૂર દેશના દુઃખોનુ વૃતાંત લાવી અને ત્હારૂ મન તે દુઃખ દૂર કરવા ત્હેં પ્રેર્યું. તમે બન્ને જાવતો અહીં સુસ્થિતિ રહે નહીં તેથી મ્હારા નાથને તમે રાજ્યમાં રાખ્યા. અને તમે ને તમારી પત્ની બે જણુ ગયાં. તમારૂ શું થયું તે હું જાણતી નથી. હુંતો તમારા બન્નેના વિયોગથી અમને શું થયુ તે જાણું છું. તમારી સર્વ જગ્યાએ તપાસ કરાવી—અને ઘણા દિવસ દુઃખમાં કહાડ્યા પણ તમારા તરફથી કાંઇ સમાચાર મળ્યા નહીં. આખરે તું આવી દશામાં માલમ પડ્યો. પણ મ્હારી સખી ક્યાં છે તે કહે એટલે નિરાંત વળે. આમ કહીને તે સુતન્વી પાન્થના હસ્ત ઉપર પડી અને મોહમાં પડતાં ફરી નાયકનુ ચિત્ત ચિર્યું. આવી રીતે મનુષ્યના હૃદયની વૃત્તિઓ બદલાય છે. ચિત્રવિચિત્ર રંગથી બદલાવાનુ ફક્ત જડને છે એમ નથી, મનુષ્યને પણ છે.

આ કાંડમાં કવિ વૃતાંત મિત્રપત્ની દ્વારા વાચક સન્મુખ મુકે છે.

પ—$\frac{૨}{૪}$—૩ પછી તું લોકના મન શાંત કરી ત્હારા મિત્ર (મારા પતિ)ને ધીર ગણી રાજ્ય સોંપી આનંદના સમુદ્રમાં મહાલ્યો.

$\frac{૫}{૬—૪}$ ઉપર લખેલાં ઘણાં નમ્ર વાક્યો બોલી તે સુતન્વી નાયકના હાથ ઉપર મુર્છિત થઇ પડી—સખીની આ અવસ્થા જોઇ નાયકનુ હૃદય પાછુ ફાટયું.

$\frac{૬}{૬—૪}$ વખત બદલાય ને સ્થળ બદલાય અને તેના ચિત્રવિચિત્ર રંગને લીધે મનુષ્યની ચિત્તવૃત્તિ બદલાય છે.

ચિત્રવિચિત્ર રંગને લીધે જડ જુદા જુદા રંગ ધારણ કરે છે તે સર્વ કોઇને વિદિત છે પણ ચેતનના ઉપર પણ આવી અસર થાય છે એમ કવિનું કહેવું છે.

## ૧૧ સંગત સસાર.

આ સર્વ સાંભળીને પાન્થ જવાબ દેછેકે હે સખિ ! આવો મુશ્કેલ અને દુઃસહ પ્રશ્ન શુ કરવા પુછ્યો? ઘડીવાર દુઃખ ભૂલ્યો હતો તે પાછુ તાજું થયું. તમને મુકીને અમે ગયાં હતાં ત્યારથી વિવિધ દેશ ફર્યાં, ઘણું જોયુ, વેઠ્યું, અને સુખે સુખ સ્પર્શી રોયાં, પરંતુ દુઃખથી હાર્યાં નહીં. મનની હોંશ વિગેરેથી મન નિરાશ થતું અટકતું. દેશે દેશ ફરી અનેક સુકૃત્ય કર્યાં. ઘણા દાનવો હણ્યા અને શાંતિ પ્રસારી. તેથી અમારૂં હૃદય હર્ષથી ફુલાયું અને તું ત્યાં હોતતો સુખની મણા ન રહેત. અમારા બંનેનુ ઉરતંત્ર એક હોવાથી સંસારસમુદ્ર તરવો દુસ્તર ન પડ્યો. આમ સમય જતો હતો તેવામાં દૈવની વિપરીત ગતિ થઇ, પણ બન્યું તે ના બન્યું નહી થાય.

આહા ! આપણે અબુધ માનવીઓ કંઇ કલ્પના કરીએછીએ અને ભોગ ભોગવીએ છીએ ત્યારે શઠવિધિ કાંઇ જુદુજ ધારે છે, અને આખાભૂવનને રમા-

કે છે. તેને કાંઇ દયા નથી, અને કપટખેલમાં એ દુષ્ટ રમે છે અને રમાડે છે.

૧-૪ પોતાની પત્ની મરી ગયાનો શોક વીસારે પડ્યો હતો તે મિત્ર પત્નીના પ્રશ્નથી જાગૃત થયો.

૩ ૧-૪ આ દુઃખ પડ્યાને લીધે હમે કાંઈ હીમત હાર્યાં નહીં. અને ઉંચી હામ જે અમે ભીડી હતી તેમાંથી આશા અને હોંશને લીધે ડગ્યાં નહીં.

૫ ૧-૪ અમારા બન્નેનાં હૃદય દાનવોને હણી દેશી લોકને અભયદાન આપ્યાથી ઘણાં ફુલ્યાં. અને તું જો તે સુખમાં ભાગ લેવા ત્યાં હાજર હોત તો સુખની કાંઇ મણા રહેત નહીં.

૬ ૧-૪ હૃદયથી એક બીજાને ઝાલી અમે ભવ સાગર વિશે દોડતાં હતાં.

## ૧૨ ઉત્સાહ.

હે સખિ ! પછી શું થયું તે હું કહુંછું, એટલે તને જણાશે કે મનના મનોરથ આખરે મનમાંજ રહ્યા. કાર્યસિદ્ધિ કરી અમે પરમપૂજ્ય ભારત ભૂમિમાં આવી પ્હોચ્યાં. આ કાંડના બધા શ્લોક આર્યાવર્તના વખાણમાં કવિએ લખ્યા છે,

ભારતભૂમિ સ્નેહમુર્તિ વિષ્ણુનુ અવતારસ્થાન છે એ તેની મહત્તાનુ મુખ્ય કારણ છે. આર્યભૂમિ દેખી મનમાં આનંદનો રેલો વહ્યો. એવામાં ચિત્ર વિચિત્ર ભેગો થયેલો જનસમૂહ નજરે પડ્યો. આ સર્વ જોઇ અમારાં મુખ મલકાયાં અને દેશ પવિત્ર ભાસ્યો. પણ આ આનંદ સ્વપ્નસમ રહ્યો અને " નિમિષ માત્ર ચળકી પડ્યો પ્રકાશ એનો મન્દ "

આ કાંડમાં નાયક હીંદુસ્થાન આવી પહોચે છે. ત્યાં આવ્યાં બાદ ત્યાંની પવિત્ર ભૂમિ જોઇ થયેલા ઉત્સાહનુ વર્ણન આ કાંડમાં છે.

૩/૧ વિષ્ણુ-સ્નેહ-અવતાર છે એમ કવિ કહે છે ( જુઓ ૪-૩/૧ ) સ્નેહ અવતાર વિષ્ણુએ હીંદુસ્થાનમાં અવતાર લીધો તેથી એ દેશની સ્નેહ સંબંધી મહત્તા ઘણી હોવી જોઇએ એ સ્વભાવીક છે.

૩/૨ રાજ્ય સર્વથી શ્રેષ્ટ હોય ત્યારે લોકો નિશ્ચિંત પણે ખુલ્લે દ્વારે ઉંઘી શકે છે. ને ચોર લુટારાનો મનમાં ભય રહેતો નથી. આવા રાજ્યને આપણા લોકો રામરાજ્ય કહે છે.

૪ ૧-૪ ઐતિહાસિક ભવ્ય=Historic grandeur હીંદુસ્થાનની પૌરાણીક મહત્તા સાંભળી સર્વ કોઇને એની ભવ્યતાને નમન કર્યા વગર ચાલતુ નથી. પાશ્ચાત્ય પંડિતો પણ હિંદુસ્થાનની પૂર્વ મહત્તાને નમન કરે છે.

ફુ[૭] નાયકપત્ની હીંદુસ્થાનને સંબોધીને કહે છે કે "ક્ષત્રીઓની પત્ની તે આજ ભૂમી છે. અને મુનીવર્ગને ઉત્પન્ન કરનારી અને ધારનારી માતા પણ આ દેશની ભૂમી છે." ક્ષત્રીઓ રાજ્યપદ ભોગવતા વાસ્તે ભૂમીને તેમની પત્ની કહી છે અને મુનિ લોક તેમાં જન્મતા માટે તેમની માતા કહી છે.

ફુ[૮] સિન્ધુનદીમાં અમે નાવમાં બેસીને ગયા તે વખતે પવન ઘણો અનુકુળ હતો અને તેથી રહેડ ધીમે ધીમે પાણીમાં વહાણુને ઘસડતો હતો.

ફુ[૯] કાશ્મીરદેશ ફળ ફુલથી ભરપુર છે અને હમેશ વાડીનો દેખાવ આપે છે.

ફુ[૧૦] હમે નાવમાં ફરતાં ત્યાં માછલાંનાં નાનાં બચ્ચાં જેમ વાદળાંની માળામાંથી સૂર્યના કીરણુ નીકળે તેમ નદીનાં મોજાં ફાડી બ્હાર દેખાતાં હતાં.

ફુ[૧૧] તટ ઓળંગી કીનારે આવ્યાં ત્યાં સૌન્દર્ય જરા ઓછું થયુ. પણ મનને દેખાવ ઘણો પસંદ પડયો.

## ૧૩. અનુકમ્પ.

સર્વ લોકસંઘ પાછળ મુકી આગળ ચાલ્યા તો દૂર પ્રચંડ ભડકો જોયો. લોકોનો કકળાટ, વાજીંત્રનો સ્વર એ બધાથી અમારૂં મન પુરૂં ખેંચાયુ નહતું એટલામાં અમે એક કારમી ચીસ સાંભળી. એ સાંભળતા ત્હારી સખી "દોડ ? દોડ ? પ્રિયનાથ ? કો દુખી દીસે ! કર મ્હારા" કહી દોડી અને તેની સાથે હું પણ દોડયો. દોડતાં દોડતાં ત્યાં આગળ જઇ પ્હોચ્યાં તો "જયમાત" ની બુમ પડી રહી હતી. સતી થતી વખતનો સર્વ દેખાવ તે બન્નેએ જોયો પણ પરદેશી હોવાથી સમજી શકયા નહીં. તેમાં વળી કોઇના મુખ ઉપર શોક દેખાયો નહીં તેથી ચીસ ક્યાંથી આવી તે સમજાયુ નહીં; પરંતુ અગ્નિમાં કોઇ જીવતી સ્ત્રીને પડેલી દીઠી. નાયકને એકદમ ક્રોધ ચઢી આવ્યો. ભયનો વિચાર ન કરી, લોકોને પણ ન લેખી ચિતા ઉપર ઝંપલાવ્યુ અને તે નારીને ચિતામાંથી ઉગારી પ્રિયાપાસ લઇને આવ્યો–સર્વ હો હો કરતા હાથમાં આવ્યુ તે લઇ એને મારવા લાગ્યા, અને તેથી નાયકે પોતાના કાર્યને ધનવાદ આપતી પોતાની સ્ત્રીને તે અબળા સોંપી પોતાની તરવાર ખેંચી–આ જોઇ દુષ્ટ અસુર કાયર હોવાથી નાશી ગયા પણ દશવીસ વિરપુરૂષ તો ઉભાજ રહ્યા અને ક્રોધાયમાન દેખાયા–સિંહ જેવા શુરવીરો અશસ્ત્ર છતાં મારી સાથે બાથ ભીડી ઉભા–ખરા શુરની જાત ઢાંકી રહે નહીં–તેમના પ્રતાપી મુખ ઉપર શૌર્યની છાપ હતી, અને ક્ષાત્ર તેજનુ રૂધિર લલાટે ચ્હડ્યું દીપતુ હતુ–તેથી નાયકને લાગ્યું કે એ લોક અસુર હોવા ન જોઇએ અને કુરતાથી એ અબળાને દાહ દેતા નહીં હોય–

તેથી તેણે તેમને કહ્યું કે મ્હેં આ સ્ત્રી બચાવી છે તેથી તે મ્હારે મન ભગિની સમ છે. મ્હારા હૃદયમાં ક્રુરતા નથી–એનુ મન શાંત થાય પછી એ ગમે તે કરે તેની મ્હારે ના નથી. પણ ત્યાં સુધી એનુ નામ હું કોઇને નહીં દેવા દઉં, એ હું મ્હારી તરવારના સોગન ખાઈ કહું છું–તમે સાચા શુરવીર હશો તો તમે મ્હારા બંધુ છો અને આ અબળાને અભયદાન આપશો. પરંતુ અસુર હશો અને તમારી સખ્યાથી મને ભય ઉત્પન્ન કરવા માગતા હશો તો મ્હારા ચિત્તમાં બળવંત દેવ રહે છે તેને ધ્રુણાવે હું ધ્રુણછુ આ સાંભળી એમના બે ચાર આગેવાનો વિચારમાં પડયા અને બોલ્યા–તેઓ જે બોલ્યા તે આવતા કાંડમાં છે.

૪/૨ 'જયમાત' ની બુમોથી લોકો આખા ભૂવનને સ્વરથી ભરપુર કરી મુકતા હતા.

૧૫/૧–૨ પણ મ્હારા મનમાં અનાથ જન ઉપર જે મનોહર ને અચળ પ્રેમ વસતો હતો તેથી કરીને તેઓ બધા કાંઇ કરી શકયા નહીં.

## ૧૪ સતી.

ગયા કાંડમાં કહેલા નાયકના વચનોના જવાબમાં લોકોના સંઘમાંના વીર અગ્રણી હતા તે બોલ્યા કેઃ–તું શુદ્ધ વીર છું એમ અમને લાગે છે. ત્હારામાં સત્ય વીરત્વના બધાં લક્ષણ દેખાય છે. ત્હારા આવા શુભ ગુણે કરીને તું અમારો મિત્ર છે. પરંતુ તું પરદેશી છે તેથી તું અજાણ્યો છું–ત્હારો હેતુ જોઇ અમને ત્હારા ઉપર પ્રીતિ ઉપજે છે, પણ આ સ્ત્રી ઉપર અમે જુલમ કરતા નથી, એ સ્ત્રી તો તેના પતિ સાથે સ્વર્ગમાં ગમન કરવા સ્વેચ્છાથીજ પ્રવૃત્ત થઈ છે. જગતમાં પતિ સહ થયેલી સંધી યમ પણ તોડી શકે નહીં; આવો જે ઉત્કૃષ્ટ સ્નેહ તે સતીત્વ આર્યાવર્તમાંજ સિદ્ધ છે. તમે પરદેશી જન આ સમજી શકશો નહીં. એ સતી તમારી દયા ઇચ્છતી નથી; માટે તમે તમારો ધર્મ બજાવ્યો છે અને હવે તમે એ સતીને એના ધર્મમાં પ્રવૃત્ત થવા દો. પાંથે તરત ઉત્તર દીધો કે એવું મ્હારાથી કદી નહી થાય, અને મ્હારૂં કહેવુ તમે ધીરજથી સાંભળશો, તો સકારણ લાગશે–મ્હારામાં ને તમારામાં શૌર્ય છે, પણ સત્ય એ શૌર્યનુ મિત્ર છે–સર્વ ખરા શુરા આવા હોય છે. પણ જગતનો વ્યવહાર જુદોજ હોય છે–અપરિચિત કાર્ય હમેશ વિચારી કરવાનુ છે અને બન્ને બાજુ જોઈ બરોબર તુલના કરી કરવાનુ છે. આગ કર્યા પહેલા વિશ્વાસ ઉપર ચાલવું બરોબર નથી–તમારૂં કહેવું સાચું છે પણ જગત્ જુદું છે તેથી મને શંકા પડે છે. આથી હું કહુ છું કે તમે આ અબળાને મ્હારી પાસે રહેવા દો–દશવીસ દિવસ પછી એનાં

તન તથા મનની સ્થિતિ બરોબર થયે એની ઇચ્છા હશે તે કરવા દઇશું. મ્હારી પાસે રહી તમે એની સંભાળ લેજો, પણ મ્હેં તેને અભયદાન આપ્યું છે તેથી જરા પણ બ્હીલી નહીં મુકું. આવું કહી નાયક પોતાને ઉતારે ગયો ને પરિવાર સમસ્તને ભેટ્યો.

દૃ-૧૨ અભયદાન દઇ આત્મત્યાગ હોરવો એ વીરવ્રતનો નિયમ છે. પારકાને હિત કરવા રૂપી યજ્ઞમાં પોતાની જાતની આહુતિ આપવી તે શુદ્ધ વીર શિવાય કોઇનાગો બને નહીં.

દૃ-૧૩ શૌર્યને સત્ય તે બન્ને એક બીજાના મિત્ર છે અને એક બીજા પાછળ જેમ કોઇ વસ્તુની પાછળ તેનો છાંયડો જાય છે તેમ જાય છે. તમો જે શુદ્ધ શુર છો તે આ વાત જાણો છો તેથી દુનીયાને પણ એવી માનો છો પણ આ જગતનો વ્યવહાર જુદા પ્રકારનો છે.

## ૧૫ સ્નેહનિદાન.

અગ્નિ- ચિતા વિશે મૂર્છા પામેલી બાળા ઉપચારો કર્યે જાગી અને તેના દુઃખી લોચનો ઉઘડ્યાં એટલે બોલી કે લોકો કહે છે કે સતી સ્વર્ગ પામે છે તેને બદલે આ પૃથ્વી જેવુ શું દેખાય છે? આવું કંઇક બોલીને પાછી મુર્છા પામી. કાળ જતાં તે શાંત થઇ અને નાયક અને નાયકનીપત્ની સાથે પરિચય વધ્યો. એક દિવસે પાંથે તેનો સવિસ્તર વૃતાંત પુછયો-રોઇને તેણે પોતાનો વૃતાંત કહેવા શરૂ કીધો ને બોલીકે મ્હારા વૃતાંતમાં કાંઇ નવાઈ જેવુ નથી. પણ ત્હમે પુછો તો ના કહેવાય તેમ નથી, પણ આ દેશમાં તપાસ કર્યે મારા જેવી હકીકત ઘણાની સાંભળશો. હે! પરદેશી સજ્જન! હીંદુઓ કલેશમાં જીવન ગાળે છે. નરજાત સ્વચ્છંદે સુખથી મ્હાલતી હશે, પરંતુ સ્ત્રીના ભાગ્યમાં રડવા શિવાય કાંઇ નથી. પંડીત પિતાની દીકરી હું, ઘણું ભણીગણી તેથી સદ્દગુણ ઉપર મ્હારૂં મન ચ્હોંટ્યું અને મનોરાજ્યના તરંગમાં નાનપણથી ઉડતા શીખી-

"પણ હાય! હીંન્દુ તણે લલાટે લખ્યા ન લેખો જાણુતી."

મ્હારા પિતાએ નાનપણથી કોઇ બાળક સાથે મ્હારૂ લગ્ન કીધું હતું અને વિવાહના કરારમાં મ્હારા પિતાએ મ્હારે બદલે સહી કરી હતી પિતાજીએ મને પછી કહ્યું કે આ ત્હારો પતિ છે, અને તેના ઉપર તું બહુ ભાવ રાખજે, અને તેના જીવ સાથે ત્હારો જીવ જોડજે. મ્હેં કહ્યુ કે ઉર રૂપી સમુદ્રના પતિ ચંદ્ર છે, તેમના દર્શને મ્હારા હૃદયમાં વીચિતરંગ ઉઠવા જોઇએ તે કેમ નથી ઉઠતા.? આ મ્હારા ચિત્તનો એમના ચિત્ત સાથે સંધિ થયો

નથી, તેમજ નક્કી નથી કે તે થશે. ત્યારે પિતાજી એ મ્હારા કાન્ત શી રીતે ગણાય ?

પિતાજી ત્હમેજ શીખવ્યુ છે કે લગ્નમાં માનસિક સંયોગ આવશ્યક છે. આ સંસારમાં સર્વે વહે છે તેમાં એકથી બે ભલાં એ સૂત્ર મિત્રતાનો હેતુ છે; રસ ઐક્ય વિણુ મૈત્રી થાય નહી, કારણ રસઐક્યવિના મિત્રતા સંભવતી નથી. સ્ત્રી પુરૂષનુ લગ્ન આવી મિત્રતાનો હેતુ છે. અન્યોઅન્યની ન્યૂનતા અનુગુણ દંપતી પુરી પાડે છે. સંસાર સ્વાર્થે પણ અભિન્ન રહેવાથી દંપતિની મિત્રતા શ્રેષ્ઠ ગણી છે. આને મિત્રતા કહો વા સ્નેહ નામ આપો પણ દંપતીભાવનુ હાર્દ એ છે કે રસ ઐક્યમાંથી ઉત્પન્ન થઇ રસ ઐક્યનેજ વધારે તે સત્યરીતિનો સ્નેહ, અને એજ રસઐક્ય છે. નહીતો મિત્રતાની આશાજ શી ? અને રસઐક્ય કરવુ એ વિધિહસ્ત છે. આપની સર્વ આજ્ઞા પાળવા હું તૈયાર છું. પરંતુ જે મ્હારી શક્તીથી સાધ્ય નથી તે હું શીરીતે પાળુ ?

મ્હારૂ ઉરતંત્ર વિધિહસ્તમાં છે એવુ ઉર પારકાના ઉર સાથે શી રીતે હું સંયોજી શકુ ? આ વચનો સાંભળી મારા પિતા દીંગમુઢ થઈ ઉભા અને તેમના ચક્ષુમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. આખરે ઘણીવાર નીચું જોઈ રહી નિઃશ્વાસ મુકી કપાળે હાથ મુકી દીન થઇ બોલ્યા. તે જે બોલ્યા તે આવતા કાંડમાં છે.

૪/૧–૨ તે મોહિત ચેતન ઝંખનાં રૂપી મેઘથી ઘેરાયું હતું. કાળ ક્રમે આખરે તે વાદળાં વેરાયાં.

૧૯/૨ પારો અન્ય ગુણવાળી વસ્તુ ઉપર સ્થીર રહી શકતો નથી. તેમ ઉર–હૃદયરૂપી પારો મનઐક્ય ન થયેલા એવા ચિત્ત ઉપર ચ્હોટી શકતો નથી.

૨૧/૧–૨ ગુણી દમ્પતી એક બીજાની ખોડો સંભાળી, લેછે અને એક બીજાને સુધારવા યત્ન કરે છે. અને પોતાનું હૃદય ઉઘાડું કરી સ્નેહનો ઉપયોગ કરે છે. અહીઆં સામાની ખામીને લીધે બાધ ન આવે એવી રીતે.

૨૭/૧–૨ ઉરરૂપી તંત્ર છે તે વિધિહસ્ત છે તેને હું ચાલતું શીરીતે કરી શકુ ? ને મારા હૃદયનુ પારકાના હૃદય સાથે લગ્ન શી રીતે કરૂં શકું ?

## ૧૬ વત્સલતા.

સતીના પિતા, પુત્રીનાં વચન સાંભળી બોલ્યા કેઃ–હે પુત્રિ ! મ્હારો અપરાધ ક્ષમાકર–મ્હેં ત્હારો ભવ બગાડ્યો છે. ત્હારા જીવના સુખનો અંત મ્હારે હાથેજ આણ્યો છે. હું વૃદ્ધ થયો પરંતુ આંધળાની માફક એકની

પાછળ બીજાએ જવાની હીંદુઓની રીતિએ મ્હને ભૂલાવ્યો. મ્હારી મા-પક ઘણા છતી આંખે આ રીવાજોથી આંધળા થાય છે. મ્હેં સવળો પંથ જોયો નહીં, અને મ્હારૂં પુત્રી-રત્ન મ્હેં દુઃખદરીએ નાંખ્યુ. આવું અકૃત્ય કરી ત્હારા જીવનમાં ત્હારા પિતાએ ઝેર ભેળવ્યું છે, તેની વેદના હવે ત્હારે મરણ પર્યંત સહેવી-મ્હને એનો ઉપાય સુઝતો નથી. હું ત્હારે ચરણે નમન કરૂં છું. અને મ્હારૂં પ્રાયશ્ચિત તો મ્હારા મૃત્યુથીજ થશે. હવે મ્હારે જીવવાનુ પ્રયોજન નથી, તેમ આ હૃદયશલ્ય સહેવાની શક્તિ પણ નથી. તું હવે કૃત્રિમ પતિ સાથે કૃત્રિમ સ્નેહમાં દીવસ કહાડ. પુત્રિ ! તુ ઘણી ડાહી છે અને તું ત્હારા મનમાં વિધિને દોષ દઇશ. પણ આ મ્હારા પ્રણામ સ્વીકારી મ્હારો અપરાધ ક્ષમા કર-ત્હારો પિતા હવે જીવી શકશે નહિ.

મ્હારા બોલેલા કઠોર વચનો સાંભળીને જ્ઞાન પામેલા મ્હારા પિતાજી મ્હારે ચરણે પડી પંચત્વ પામ્યા. આ બધું હજુ મારી આંખ આગળ પ્રત્યક્ષ છે. પિતાજીના મૃત્યુથી મ્હારૂં હૃદય ફાટયુ નહીં-તેમ મૃત્યુ આવ્યુ નહીં. વિધિએ મને પાષાણની ઘડી છે તેથી મ્હારૂં કાળું મ્હોડું લઇ રોઇ રોઇને પણ રહું છું. આવુ કહેતાં કહેતાં પોતાના પિતા ઉપરનો તેનો સ્નેહ ઉભરાઇ આવેછે ને તે બોલી ઉઠેછે કેઃ-

" અહો પિતાજી ? નવનીત-ચિત ?
દૃષ્ટિ કરી સ્વર્ગથી પુત્રી કેરૂં
દાક્ષિણ્ય ખોટું નીરખી હશોજ
નિઃશ્વાસ ઉંડા મુકતા હજીએ !"

૬-૬ હીંદુઓનો પુરાણા વખતનો વાદળ જેવો કાળો આચાર આંખવાળા પુરૂષને પણ આંધળા બનાવી દે છે.

૧૨ ઘેટાંના ટોળામાંનું જો આગલુ કુવામાં યા ખાડામાં જઈ પડે તો બધાએ પડે તે પ્રમાણે આ હીંદુઓના આંધળા આચારને લીધે મેં મ્હારી પુત્રીને દુઃખદરીએ નાખી. **गतानुगतिको लोकः**

૧૩ નવનીત=માખણું.

હે શુદ્ધ અંતઃકરણના પિતા ! સ્વર્ગમાંથી આ મારી દયા (અનુકમ્પા) જોઇ તમે ઉંડા નિશ્વાસ મુકતા હશો. કારણ કે પ્રથમ તો પુત્રીનાજ ક્રૂર વચનને લીધે એના પિતા મરી ગયા છે તો હવે દયા વૃથા છે.

## ૧૭ હીંદી સ્નેહ.

પિતાની આજ્ઞાને અનુસરીને હું પતિ પાસે ગઈ પણ

" શકી તથાપિ નહીં દેવતન્ય

સ્વતન્ત્ર મ્હારૂં કરવા કહી હું."

.........................

અને વળી

"સરી જ ત્યાં જ્યાં વહ્યું સ્વામી ચિત્તઃ—
તરી, મુકી વ્હેતું પુઠેજ ચિત્ત."

મ્હારા પતિનામાં એક પણ એવો દોષ નહોતો કે જેને જગત્ નિન્દે. મ્હને ધર્મપત્ની ગણીને તે અભિનન્દતા હતા. હું પણ પિતાજીના શબ્દ યાદ રાખી અને શાસ્ત્રનો આદેશ માથે મ્હડાવી સ્વામીચિત્ત પાછળ મ્હારૂં હૃદય તરતું મુકી સ્વામીને અનુસરતી હતી. આમ અમારા બંનેનાં જીવિત એક થયાં પરંતુ મન ઐક્ય થયુ નહિં, કારણ ઉરસૃષ્ટિ બંનેની ભિન્ન હતી. એકાન્તમાં જેનો અભાવો હતો તે અભાવતું ભાવતું કીધું અને જેનો ઉપાય નહીં તેની ચિન્તા અયોગ્ય જાણી બધું નીભાવી લીધું. મનને પતિ સહ વહેવા મ્હેં ઘણો બોધ દીધો, પરંતુ તેના જવાબમાં એકજ શબ્દ તે કહેતું કે વિધિને ઘેરવાની શક્તિ મ્હારામાં નથી. સ્નેહ મ્હેં દીઠો નથી, તે શું છે એ હું સમજતી પણ નથી. પરંતુ પિતાજીએ જે લક્ષણ-વ્યાખ્યા આપી હતી તે યાદ છે. એમણે કહ્યું હતું કે બ્હારના પ્રપંચો ભૂલી જઇ મન જેને દેખે તે તેનું રતિસર્વસ્વ છે. પણ જગત્‌ના તેના સંસ્કારથી મનમાં વૃત્તિ થઇ જે સંસ્કાર ઉત્પન્ન થાય તે રતિ નથી, એતો સ્વાર્થી મમતા કહી શકાય. આવો ઉત્કૃષ્ટ સ્નેહ પતિ સાથે મ્હેં અનુભવ્યો નહીં એ શલ્ય હજુ સાલે છે. પતિ સાથે જીંદગી ગાળી પણ હૃદયે હૃદયને બાથ ભીડી નહીં. એટલામાં પતિ વિદેહ થયા. અને જગત્‌માં જે સૌભાગ્ય કહેવાય છે તે મ્હારૂં ફુટી ગયું. હે સજ્જન પાન્થ ! આ દેશમાં વિધવાની જે સ્થિતિ થાય છે તે સાંભળી તુ મનમાં અકળાઇશ. સ્નેહવાળા-હૃદયવાળા પ્રાણી સ્નેહી ગયા પછી સંસારને શૂન્યવત્ જુએ છે, ને ત્યારે દેહ ભારરૂપ લાગે છે. પ્રેમમાં બે હૃદય સ્નિગ્ધતાથી જોડાઇ જતાં તે અભેદ થાય છે. પરંતુ વિધિલેખથી પાછા જુદા પડતાં, શેષ રહેલું અંતઃકરણ રીબાયા કરે છે—જેમ હૃદયમાંથી લોહી જતાં તે જગ્યા ખાલી થાય અને અન્ય કોઇ વસ્તુથી તે ખોટ પુરાય નહીં તેમ રસહીન થયેલુ હૃદય અન્યમાંથી પૂર્તિ પામી શકતું નથી. અને અંતે શોકરૂપી ધનુર્વાથી પીડાય છે. આ આધિ-વ્યાધિ અસાધ્ય છે, એમ મનના વૈદ્ય કહે છે તેથી વિધિ વક્ર થાય એટલે આશા તજ્યા શિવાય કાંઇ ઉપાય નથી.

કુ ૩-૪ જ્યાં જ્યાં ને જેમાં જેમાં સ્વામીચિત્ત વહ્યુ ત્યાં ત્યાં ને તેમાં તેમાં મ્હારા ચિત્તને મ્હેં વહેવરાવ્યું અને એમના ચિત્ત પાછળ મ્હારૂં ચિત્ત

વ્હેતું મુક્યું. ખરો સ્નેહ હોય તો ચિત્ત એનીમેળે સાથેજ જાય અને પાછળ વ્હેતું મુકવાની જરૂર પડે નહીં. ખરો સ્નેહ હોય ત્યારે મનની દરેક લાગણી એક જાતનીજ થાય ને તેમ કરવા કાંઇ શ્રમ લેવો ન પડે તેમજ શું થાય છે તેની બરોબર ભ્રાન્તિ પણ ન થાય.

## ૧૮ સ્નેહમાં વટ અને પુનરૂદ્વાહ.

પાન્થ સતીનો વૃતાંત સાંભળીને બોલ્યો કે ત્હમારૂ કહેવુ સત્ય છે પરંતુ અમારો અનુભવ વિપરીત છે. આવા ઉરક્ષયરોગમાં સોએ નવ્વાણુ સાધ્ય છે.

મિત્રનુ હૃદય ફાટતાં જે રસ રૂપી લોહી વહ્યાં કરે છે તેને ખાળી રાખવાની આ રીત છે. દુઃખની વાત મિત્ર આગળ થાય છે. મિત્ર જતાં તેને બહિર્ગત થવાનુ સ્થાન રહેતું નથી તો અન્ય કોઇ દયાળુ તે સ્થાન લે તો દ્વાર પાછાં ઉઘડે. જેમ સુર લોકના ઘા તેમની પોતાની અમૃતમય ઔષધિથી રૂઝાય છે, તેમ આવા ઘા રૂઝાવાને વખત એજ ઔષધિ છે.

આમાં જે ઉરક્ષયરોગવાળો હોય તેને વાસ્તે હું અનુભવસિદ્ધ પ્રયોગ કહુંછું. સ્નેહીજન સ્નેહ અર્થે જીવન ગાળે છે. સ્નેહસૃષ્ટિજ તેનુ રમણસ્થાન છે. આ સૃષ્ટિ નષ્ટ થતાં કાંઇ અન્ય અવલંબન ન રહે તે ઉરક્ષયરોગીઓ. અને સ્નેહીઓમાં આવાતુ જીવન સફળ છે. પરંતુ અનુગુણ હૃદય વિધિબળે મળી જાય તો આ આતુર હૃદયને સંધાતાં કોઇ પણ બાધ નથી. તેનો રોગ નાશ થાય છે.

પાન્થના આ વચન સાંભળી તેની પત્ની બોલી કે બીજાએ એક વખત બોટેલી ઉરશય્યામાં જો બીજું કોઇ સુવે તો એ રતિ નિર્મળ રહી કેમ કહેવાય? સ્નેહનુ સત્વ જ્યારે અદૃષ્ટ થાય ત્યારે સર્વ વિશ્વ શોકમય થઇ રહે, અને અશ્રુના અનન્ત પ્રવાહમાંજ આયુષ્ય નીકળે, અને ત્યારે સર્વ ભુવન ભયંકર દેખાય અને વૈરાગ્ય આવે.

પાન્થે જવાબ વાળ્યો કે ખરીવાત છે. શુદ્ધ દમ્પતીસ્નેહને એક ઘા પડે એટલે એનો નાશ થાય. એનો નાશ ફક્ત યમહસ્તે છે. મનુષ્ય ત્યાં કશું કરી શકે તેમ નથી.

ઘાતકી વિધિની યાતો યમની રમત ઘણી ક્રૂર હોય છે. તે રતિના આધારને નષ્ટ કરી વિરહી જનના અશ્રુધાર જોઈ આનંદ માને છે. આ જગત્ રૂપી રમકડાને રમાડવામાં વિધિનો કાળ જાય છે. સુખદુઃખાદિથી તે પળે પળે જુદા જુદા રંગ ધારણ કરેછે અને તેના પર વળી ક્ષણે ક્ષણે નવા મોહ રચેછે તેથી જાણે અસંતુષ્ટ થઇ હોય તેમ તોડસાંધ કર્યા કરેછે.

સ્વતન્ત્ર મ્હારૂં કરવા કહી હું."

.................................

અને વળી

"સરી જ ત્યાં જ્યાં વહ્યું સ્વામી ચિત્તઃ—
તરી, મુકી વ્હેતું પુઠેજ ચિત્ત."

મ્હારા પતિનામાં એક પણ એવો દોષ નહોતો કે જેને જગત્ નિન્દે. મ્હને ધર્મપત્ની ગણીને તે અભિનન્દતા હતા. હું પણ પિતાજીના શબ્દ યાદ રાખી અને શાસ્ત્રનો આદેશ માથે ચ્હડાવી સ્વામીચિત્ત પાછળ મ્હારૂં હ-દય તરતું મુકી સ્વામીને અનુસરતી હતી. આમ અમારા બંનેનાં જીવિત એક થયાં પરંતુ મન ઐક્ય થયુ નહિં, કારણ ઉરસૃષ્ટિ બંનેની ભિન્ન હતી. એ-કાન્તમાં જેનો અભાવો હતો તે અભાવતું ભાવતું કીધું અને જેનો ઉપાય નહીં તેની ચિન્તા અયોગ્ય જાણી બધું નીભાવી લીધું. મનને પતિ સહ વહેવા મ્હેં ઘણો બોધ દીધો, પરંતુ તેના જવાબમાં એકજ શબ્દ તે કહેતું કે વિધિને ઘેરવાની શક્તિ મ્હારામાં નથી. સ્નેહ મ્હેં દીઠો નથી, તે શું છે એ હું સમજતી પણ નથી. પરંતુ પિતાજીએ જે લક્ષણ-વ્યાખ્યા આપી હતી તે યાદ છે. એમણે કહ્યું હતું કે બ્હારના પ્રપંચો ભૂલી જઇ મન જેને દેખે તે તેનું રતિસર્વસ્વ છે. પણ જગતના તેના સંસ્કારથી મનમાં વૃત્તિ થઇ જે સં-સ્કાર ઉત્પન્ન થાય તે રતિ નથી, એતો સ્વાર્થી મમતા કહી શકાય. આવો ઉત્કૃષ્ટ સ્નેહ પતિ સાથે મ્હેં અનુભવ્યો નહીં એ શલ્ય હજુ સાલે છે. પતિ સાથે જીંદગી ગાળી પણ હૃદયે હૃદયને બાથ ભીડી નહીં. એટલામાં પતિ વિદેહ થયા. અને જગત્માં જે સૌભાગ્ય કહેવાય છે તે મ્હારૂં ફુટી ગયું. હે સજ્જન પાન્થ ! આ દેશમાં વિધવાની જે સ્થિતિ થાય છે તે સાંભળી તુ મનમાં અકળાઇશ. સ્નેહવાળા-હૃદયવાળા પ્રાણી સ્નેહી ગયા પછી સંસારને શૂન્યવત્ જુએ છે, ને ત્યારે દેહ ભારરૂપ લાગે છે. પ્રેમમાં બે હૃદય સ્નિગ્ધતાથી જો-ડાઇ જતાં તે અભેદ્ય થાય છે. પરંતુ વિધિલેખથી પાછા જુદા પડતાં, શેષ રહેલું અંતઃકરણ રીબાયા કરે છે—જેમ હૃદયમાંથી લોહી જતાં તે જગ્યા ખાલી થાય અને અન્ય કોઇ વસ્તુથી તે ખોટ પુરાય નહીં તેમ રસહીન થયેલુ હૃ-દય અન્યમાંથી પૂર્તિ પામી શકતું નથી. અને અંતે શોકરૂપી ધનુર્વાથી પી-ડાય છે. આ આધિ-વ્યાધિ અસાધ્ય છે, એમ મનના વૈદ્ય કહે છે તેથી વિ-ધિ વક્ર થાય એટલે આશા તજ્યા શિવાય કાંઇ ઉપાય નથી.

[૩-૪] જ્યાં જ્યાં ને જેમાં જેમાં સ્વામીચિત્ત વહ્યુ ત્યાં ત્યાં ને તેમાં તેમાં મ્હારા ચિત્તને મ્હેં વહેવરાવ્યું અને એમના ચિત્ત પાછળ મ્હારૂં ચિત્ત

વ્હેતું મુક્યું. ખરો સ્નેહ હોય તો ચિત્ત એનીમેળે સાથેજ જાય અને પાછળ વ્હેતું મુકવાની જરૂર પડે નહીં. ખરો સ્નેહ હોય ત્યારે મનની દરેક લાગણી એક જાતનીજ થાય ને તેમ કરવા કાંઇ શ્રમ લેવો ન પડે તેમજ શું થાય છે તેની ખરેખર ભ્રાન્તિ પણ ન થાય.

## ૧૮ સ્નેહમાં વટ અને પુનરૂદ્વાહ.

પાન્થ સતીનો વૃતાંત સાંભળીને બોલ્યો કે તમારૂં કહેવુ સત્ય છે પરંતુ અમારો અનુભવ વિપરીત છે. આવા ઉરક્ષયરોગમાં સોએ નવ્વાણુ સાધ્ય છે.

મિત્રનુ હૃદય ફાટતાં જે રસ રૂપી લોહી વહ્યાં કરે છે તેને ખાળી રાખવાની આ રીત છે. દુઃખની વાત મિત્ર આગળ થાય છે. મિત્ર જતાં તેને બહિર્ગત થવાનુ સ્થાન રહેતું નથી તો અન્ય કોઇ દયાળુ તે સ્થાન લે તો દ્વાર પાછાં ઉઘડે. જેમ સુર લોકના ઘા તેમની પોતાની અમૃતમય ઔષધિથી રૂઝાય છે, તેમ આવા ઘા રૂઝાવાને વખત એજ ઔષધિ છે.

આમાં જે ઉરક્ષયરોગવાળો હોય તેને વાસ્તે હું અનુભવસિદ્ધ પ્રયોગ કહુંછું. સ્નેહીજન સ્નેહ અર્થે જીવન ગાળે છે. સ્નેહસૃષ્ટિજ તેનુ રમણસ્થાન છે. આ સૃષ્ટિ નષ્ટ થતાં કાંઇ અન્ય અવલંબન ન રહે તે ઉરક્ષયરોગીઓ. અને સ્નેહીઓમાં આવાનુ જીવન સફળ છે. પરંતુ અનુગુણ હૃદય વિધિબળે મળી જાય તો આ આતુર હૃદયને સંધાતાં કોઇ પણ બાધ નથી. તેનો રોગ નાશ થાય છે.

પાન્થના આ વચન સાંભળી તેની પત્ની બોલી કે બીજાએ એક વખત બોટેલી ઉરશય્યામાં જો બીજું કોઇ સુવે તો એ રતિ નિર્મળ રહી કેમ કહેવાય? સ્નેહનુ સત્વ જ્યારે અદૃષ્ટ થાય ત્યારે સર્વ વિશ્વ શોકમય થઇ રહે, અને અશ્રુના અનન્ત પ્રવાહમાંજ આયુષ્ય નીકળે, અને ત્યારે સર્વ ભુવન ભયંકર દેખાય અને વૈરાગ્ય આવે.

પાન્થે જવાબ વાળ્યો કે ખરીવાત છે. શુદ્ધ દમ્પતીસ્નેહને એક ઘા પડે એટલે એનો નાશ થાય. એનો નાશ ફક્ત યમહસ્તે છે. મનુષ્ય ત્યાં કશું કરી શકે તેમ નથી.

ઘાતકી વિધિની વાતો યમની રમત ઘણી ક્રૂર હોય છે. તે રતિના આધારને નષ્ટ કરી વિરહી જનના અશ્રુધાર જોઈ આનંદ માને છે. આ જગત્ રૂપી રમકડાને રમાડવામાં વિધિનો કાળ જાય છે. સુખદુઃખાદિથી તે પળે પળે જુદા જુદા રંગ ધારણ કરેછે અને તેના પર વળી ક્ષણે ક્ષણે નવા મોહ રચેછે તેથી જાણે અસંતુષ્ટ થઇ હોય તેમ તોડસાંધ કર્યાં કરેછે.

સ્નેહની કવિ બે પાંખ ધારે છે. એક પાંખ નષ્ટ થતાં બીજી નકામી થઇ પડે છે.

સ્નેહને પક્ષઘાત શિવાય ઘાતનુ કાંઈ કારણ નથી. એ ઘાત થવી વિધિ હસ્ત છે. પણ તેનુ સંધાનતો એનાએ હાથમાં નથી.

દમ્પતીમાં એકના મરણથી યા તે ખંડીત થયે તેનુ પાછુ સંધાન બીજી પાંખથી થઇ શકે નહિ. સ્નેહ માનભંગ સહેતો નથી, પણ આવો ખરો સ્નેહ જગત્‌માં હોતો નથી. બધાતો વિધિના નચાવ્યા નાચ્યા કરે છે. આ જગત્‌નો સ્નેહતો એવો છે કે ઉરક્ષયરોગ ફક્ત કાવ્યમાંજ અસાધ્ય રહ્યો છે. માટે આવા સ્નેહનુ તો અનુગુણ હૃદય મળી આવે, સંધાન થાય અને નવી સૃષ્ટિ રચાય.

પાન્થના વચન સાંભળી સતી બોલીકે તમે જે બધુ કહોછો તે સત્ય છે, અને તે વળી અમારા દેશમાં વધારે બેસતુ આવતુ લાગે છે. અહિંતો ધ્રુવ દેશ (Polar regions) માં જેમ સૂર્ય થોડાજ વખત સારૂ દર્શન દેછે અને ઉગતા પહેલાં અસ્ત પામે છે, તેમ રતિ દર્શન દઇ ન દઇ અસ્ત થઇ જાયછે. આવા સ્નેહ અર્થે તો તમો બતાવો છો તેજ રસ્તો ઉચિત છે, પણ અમારા દેશના રીવાજથી વિરૂદ્ધ છે. અહીં પુરૂષ વર્ગના સ્નેહના ઘા તરત રૂઝાય છે, અને તેઓ પક્ષઘાત થતાં તરત નવી સૃષ્ટિ શરૂ કરેછે. પણ અબળા જો એક વખત પોતાનુ રતિરત્ન (સૌભાગ્ય) કમભાગ્યે ખુવે તો તેનાથી બીજુ ગ્રહણ કરી શકાય નહીં. હીન્દુ વિધવા પોતાનુ રત્ન ખોવાયે તેને સંભારી સંભારી હીન્દુ લોકને શ્રાપ દીધા કરે છે. આ વિધવાઓના અશ્રુના ઉષ્ણવારીથી સિંચાતી પૃથ્વી પોતાની ધરતીપણું ત્યજી દઈ અનાર્ય લોકને સુતપદ અર્પણ કરશે.

મ્હારી પણ આવીજ સ્થિતિ થવાથી અને ચિત્તસંયોગ આ લોકમાં ન મળવાથી મેં પતિ પાછળ સતી થવાનો નિશ્ચય કર્યોછે.

આ મ્હારો વૃતાંત શ્રવણ કરી દયાળુ લોક રોશે. પાન્થ! તહમારા દેશમાં આવુ કાંઇ નહી હોય.

$\frac{૩}{૨-૨}$ ઘા પડે ત્યારે લોહી વહેછે. પક્ષઘાત થવાથી સહૃદયનુ હૃદય ફાટે છે. ને તેમાંથી રસ રૂપી શોણિત વહેછે.

$\frac{૬}{૬}$ Time is the best cure of all mishaps.

સ્નેહના મૃત્યુ આદિથી વાગેલા ઘા ફક્ત કાળક્રમેજ મટેછે.

દીવસે દીવસે શોક ઓછો થતો જાયછે એ કોઇના અનુભવની બ્હાર નથી.

$\frac{23}{1-2}$ ખરા સ્નેહનો પ્રવાહ એકવાર ત્રુટયા પછી પાછો સંધાતો નથી. The chain of love once broken is broken for ever.

$\frac{37}{3-4}$ આવાં અધમ કાર્ય જ્યારે આ હીંદુસ્થાનમાં થશે ત્યારે આ ધરતી તેનુ ધૈર્ય ( ધરતીપણું ) છોડી દઈ પરદેશી લોકોને પોતાના પુત્ર તરીકે માનશે, અર્થાત્ પરદેશીના હાથમાં જશે.

## ૧૯. પક્ષઘાત.

સતીની વાત પૂરી થઇ એટલે નાયકની પત્નીને કાંઇ અચીંતુ થઇ આવ્યું. તેની આંખો અશ્રુજલથી ચળકવા લાગી. આખા મ્હોં ઉપર શોક પ્રસરી રહ્યો અને શ્વાસ ઘણો ચાલવા લાગ્યો. પાન્થ-પત્ની બોલી ઉઠી કે-હાય! હીન્દુઓ આવા ક્રુર લોક હશે. આર્ય દેશ જે રતિનુ ધામ ગણાય છે ત્યાં શું આવી સ્થિતિ છે? રતિ સ્વરૂપ વિષ્ણુ તે આ દેશમાંથી ક્યાં ગયા? શું આર્યલોક સ્નેહને વેડે આણે છે? પતિનુ નામ દેતી દેતી પત્ની તેની પાછળ સતી થાયછે, પણ પત્ની પાછળ કોઇ પુરૂષે પોતે જીવતાં અગ્નિદાહ લીધો સાંભળ્યો છે? પુરુષને ફરી સૃષ્ટિ માંડવાનો, અને સ્ત્રીને મરણ પર્યંત વૈધવ્ય ભોગવવાનો રીવાજ છે, ત્યારે બીચારી સ્ત્રી સતી ના થાય તો શું કરે?

દુનીયામાં નર સબલ ગણાય છે પણ હીન્દુમાં તો આવા આવા રીવાજોથી તેઓ સર્વ કરતાં વધે છે. હીન્દુઓ એમના કૃત્યથી આર્ય નથી, અનાર્ય છે. સ્ત્રી જાતી ઉપર જુલમ કરેછે માટે એ લોક પણ જુલમના ભોગ થઇ પડજો. આવાં વચન બોલી નાયકપત્ની નાયકને ઘેર જઈ મિત્રની સહાયતાથી હીન્દુ લોક ઉપર વેર લેવા ઇચ્છા દર્શાવેછે, અને તેને પોતાના સોગન દઇ એમ કરવા વિનંતિ કરેછે. હીન્દુસ્થાન ઉપર રાજ્ય કરવા નાખુશી બતાવી, તેની દૈવાજ્ઞા પાસે છે એમ કહે છે. આટલુ બોલી નાયકપત્ની નાયક ઉપર પડી અને તે ફરીથી ઉઠી નહીં. આ ઉપરનો, મિત્રપત્નીની ઇચ્છાનુસાર કહેલો નાયકનો વૃત્તાંત ૧૨મા કાંડથી શરૂ થયો હતો તેનો અત્રે અંત આવ્યો. આ વૃત્તાંત સાંભળી મિત્ર-પત્ની નાયક ઉપર પડી ત્યાંજ મૃત્યુ પામી. તેમ નાયક પણ તે સ્થિતિને પામ્યો. આમ થયા છતાં બન્ને જણનાં ઉર એમના શબ ઉપર જાગૃત અવસ્થામાં રહ્યાં. ( ભૂત થઇ રહ્યાં ).

$\frac{3}{2}$ આ લીટીમાં કવિએ મ્હોંને સમુદ્રની ઉપમા આપી છે; સુખરૂપી સમુદ્ર ઉપર શોકનાં મોજાં આવી રહ્યાં છે.

$\frac{6}{2}$ વિષ્ણુ સ્નેહરૂપ છે, અને વિષ્ણુ અસુરને મારનાર છે, ત્યારે જે દેશમાં એવા વિષ્ણુનો જન્મ થયો તેજ દેશમાં આર્યલોક અનાર્ય બની

અસુર જેવા થઈ ગયાછે, અને સ્નેહને બીલકુલ માન આપતા નથી, એ નાયકપત્નીને ઘણું વિચિત્ર લાગેછે.

૨૪/૨ હીન્દુઓએ અગળા જાતીને જુલમનો ભોગ કરી છે, માટે તેઓ જુલમનાજ ભોગ થાય એવો શ્રાપ નાયકપત્ની દેછે.

૨૫/૨ નિદ્રામાં હાંફ્તી હતી તેથી તેની સ્થિતિ વિચિત્ર થયેલી દેખાતી હતી. અને તેનું હૃદય ધરતિકમ્પ જેવુ કમ્પતું હતું.

૩૨/૨–૩૩ ભિષ્મપિતામહ જ્યારે લડાઇમાં ઘવાયા, પડયા અને યમદૂત એમને લેવા આવ્યા ત્યારે એમણે એમ કહ્યું કે હાલ દક્ષિણાયનમાં સૂર્ય છે માટે અમે નહીં આવીએ, ઉત્તરાયનમાં આવશે ત્યારે આવીશુ. એમના પ્રતાપથી યમદૂતને પાછા જવુ પડ્યું. આવી રીતે ૭૨ દહાડા સુધી તેઓ બાણશય્યા ઉપર સુઇ રહ્યા. આ દરમિયાન જો તેઓ ઉંઘ્યા હોતતો યમદૂતનુ જોર ચાલે અને તેમને લઈ જાત માટે તેઓ જરાએ ઉંઘ્યા નહોતા.

૩૩. ઉપર વર્ણવી તેવી શક્તિ વાસકસજ્જાની[1] પેઠે આતુર થઇ હતી તેથી જાગતી હતી. જો કે આંખો મીંચાઈ જાય છે, બગાસાં આવે છે તોપણ પતિને મળવાની આતુરતાને લીધે ઉંઘ દુર રહે છે; તેમ પ્રાણુ ઉડી જવાને બીજી બધી તૈયારી હતી; ફક્ત ચેતનમિત્રને મળવા ખાતર રહ્યા હતા.

## ૨૦ મર્મદ્વાર.

જુઓ કર્તાની આ કાંડ ઉપરની નોટ.

નાયક અને મિત્ર–પત્નીની સ્થિતિ ગયા કાંડમાં દર્શાવી છેતેવી થઇ હતી એટલામાં ત્યાં અચિન્ત્યો મિત્ર ( જેને કર્તા હવે ચેતનમિત્ર નામ આપે છે તે ) આવી પ્હોચે છે.

ચેતનમિત્ર ત્યાં આવી પ્રથમતો પોતાની વિરહને લીધે થઇ ગયેલી સ્થિતિ, અને ત્યાર પછી મિત્રનુ આગમન સાંભળી થયેલા હર્ષથી થયેલી સ્થિતિ, વર્ણવે છે. પણ પાસે આવી બરોબર જુવે છે, ત્યારે નાયકનું તેમજ પોતાની પત્નીનું, એ બન્નેના ઉર–ભૂત, સ્તબ્ધ થયેલા નારીસમૂહની વચ્ચે તેઓના શબ ઉપર બેસી સ્નેહથી ન્હાતા, અને એક બીજાની શોભાને વધારે દીપાવતા અને તેથી અંધારામાં સ્વર્ગંગા ( Milky way ) સમ શોભતા માલમ પડ્યા. પંચત્વ પામેલા નાયકની સર્વ વાત જાણવા ચેતન મિત્રે હૃદયનુ દ્વાર ઉઘાડી મર્મગાંઠ જે બંધાઇ ગઈ હતી તે ધીમે ધીમે

( ૧ ) વાસકસજ્જા–એક જાતની નાયિકા છે.
એનો અર્થ–સર્વ તૈયારી કરી પતિની વાટ જોઇ બેઠેલી સ્ત્રી.

છોડવા માંડી. આમ કરતાં નાયકનુ ભૂત ( જેને હવે કર્ત્તા હૃદયભૂત નામે સંબોધે છે તે ) પોતાની ગુપ્ત વાત કહેછે.

૧/૨ નરરૂપ ચેતન–નાયકનો મિત્ર, નાયક પાછો આવ્યો છે એ સાંભળી તે સ્થાને દોડતો દોડતો આવી પ્હોંચે છે.

૩/૨–૨ હે વ્હાલા ! વિરહ રૂપી નિશા બહુ અંધકારમય–દુઃખમય દેખાઈ પણ ત્હારૂ પાસે આવવાનું સાંભળી સુખરૂપી ચંદ્રકિરણથી વિરહ નિશા કપાઈ.

૪/૨૨ ત્હારૂ આગમન સાંભળી પ્રથમ તો સુખરૂપી ચંદ્ર મને ઘણો સ્વચ્છ લાગ્યો. એટલે પૂર્ણ સુખ ભાસ્યું પણ એટલામાં અકારણ ભયને લીધે તે કલંકિત થઈ ગયો.

૧૦/૨–૨ મર્મગાંઠ ધીમે ધીમે એક પછી એક છોડી એટલે તેમાંથી સ્વર રૂપી શોણિતની ધારા ચેતન–મિત્ર ઉપર છુટી–હૃદય ભૂતે પોતાની ગુપ્ત વાત કહેવા માંડી.

૧૧/૨ કવિ કહેછે કે આ ભિત્તિ વગરનું ચિતરાયેલુ અપૂર્વ ચિત્ર બરોબર સાચું છે ને તેમાં કાંઇ જુઠ નથી. ચિત્રને હમેશ Background હોય છે. આ ચિત્રને તે નથી.

૧૧/૨ ભૂતની વાતનો મર્મ સમજતાં ( તેની વાત જાણતાં ) ચેતનનું અંતઃકરણ કપાયું.

૧૨/૨ અંત્ય મર્મની ગાંઠ છુટતાં જે સ્વરધારા છુટી તેને લીધે કાંઇ પણ વસ્તુના આધાર શિવાય એક આકૃતિ પેદા થઇ. દરેક ચિત્રને Back-ground જોઇએ. દરેક વસ્તુને આધાર જોઇએ. આકૃતી કહાડવી હોય તો કોઇપણ વસ્તુનો આધાર જોઇએ.

બે મિત્ર હોય તો એક બીજાનો મર્મ સ્હેલાઇથી સમજી શકેછે અને તે સમજતાં સામાના હૃદયનો તાદૃશ્ય ચિતાર તેના મ્હોડા આગળ ખડો થાયછે.

## ૨૧ હૃદયભૂત. ઈન્દ્રજાળ.

જુઓ કવિની નોટ.

હૃદયભૂત મિત્રને જે જવાબ દેછે તે આ કાંડમાં છે.

હે મિત્ર ! પ્રિયા ગત થયા પછી હું જીવુંછું તે કૌતુક ત્હારે લીધેજ જન્મ પામ્યુછે. અર્જુને શ્રીકૃષ્ણ ગયા પછી જેવા નિષ્પ્રાણ પ્રાણ ધર્યા હતા તેમજ મ્હેં પ્રિયા ગયા પછી ધર્યાછે. હું ત્હને આલિંગન દેવા અને મ્હારા ઉરની વાત કહેવા રહ્યોછું; મ્હારી સર્વ વાત તો, જેમ પ્રલ્હા-

છઈ માના પેટમાં રહી ભક્તિ શિખ્યા હતા, તેમ મ્હેં જે વખત તે ત્હારી પત્નીને કહી તે વખત ત્હેં તેના હૃદયમાં રહી સાંભળી છે. આ મ્હારો એક અર્થ સર્યો એટલે મ્હેં મારા પ્રાણ ત્યજ્યા છે; હવે ફક્ત ( મમતા ) હુંપણ તને આલિંગન દેવાજ રહ્યુંછે.

આ મ્હારૂં હૃદયરૂપ ભૂત આ લોકમાં રહ્યુછે તેનો તું આલિંગન દઇ ઉદ્ધાર કરજે.

ત્યાર પછી કવિ આપણા લોકમાં વર્ણવાતાં ભૂતનાં જુદાં જુદાં સ્વરૂપ હૃદયભૂત દ્વારા કહે છે. અને ભૂત કઇ વખતે કઇ સ્થિતિમાં મન હોય ત્યારે દર્શન દે, એ કહેછે. લોકવાયકા જેવુ ભૂતને કલ્પેછે તેનુ અત્રે વર્ણન છે. જ્યારે કલ્પનાશક્તિ ઘણી દોડતી હોય ત્યારે ભૂત દર્શન દેછે. પછિ હૃદયભૂત દ્વારા કવિ ભૂતને અર્પાયેલી શક્તિનુ વર્ણન કરેછે.

હૃદયભૂત મિત્રને 'હાય હાય' એ રૂપી મંત્ર ભણવાની શિખામણ દે છે તેટલામાંજ, રાત્રિના હાસ્યનુ જાણે સ્વરૂપ હોય તેવું ગત થયેલા પથિકના શબના ચિત્તમાંથી એક અપૂર્વ જ્યોતિમય રૂપ નિકળ્યું. મિત્રને જ્યોતિમય અક્ષરો દૃષ્ટિએ તેમજ કર્ણે પડ્યા. તેનુ પાન કરી મિત્ર તૃપ્ત થયો નહીં. સ્મૃતિ રૂપી સૂર્યના કિરણથી જડચેતન સૃષ્ટિમાં લખાયેલા જ્યોતિમય અક્ષરોની છબી–આકૃતિ કાળ રૂપી કાચ ઉપર પડી રહી.

૧–૨–૩–૪ નાયકનુ ભૂત–હૃદયભૂત પોતાની આ ગતિ થવાનુ કારણ સમજાવે છે. તેનાં બે કારણો આપે છે. ( ૧ ) પોતાના ઉરની વાત મિત્રને કહેવા, અને (૨) તેને આલિંગન દઇ ઉદ્ધાર પામવા. વૃતાંત કહેવા છેક પરદેશથી પથિક જીવતો આવ્યો પણ મિત્રપત્નીને કહ્યું એટલે તેના ઉરમાં રહેલા તેના પતિને પણ તે વૃતાંત પ્હોંચ્યો તેથી પ્હેલું કાર્ય સર્યાથી એણે પ્રાણ તજ્યા.

૫/૬ હવે જે મમતા ભૂત રૂપમાં રહી છે તે ફક્ત મિત્રનુ આલિંગન લઇ ઉદ્ધાર પામવા અર્થેજ છે.

૬/૧–૨ હૃદયરૂપ–જે ભૂત–તે હું જગમાં વર્તમાન (Existent) છું.

૮/૬ આપણા લોકમાં ભૂતને સ્થિરતારક માને છે; તેના ડોળા ફરકતા નથી. તે એકટશેજ જોઇ શકે છે. તેમ અત્રે હૃદયભૂત મિત્રનેજ જુએ છે. શ્લેષને લીધે વધારે મધુર લાગે છે.

૯/૧–૨ જ્યારે અર્ધ જાગૃત ને અર્ધ સ્વપ્નાવસ્થામાં મનુષ્ય હોય અને જ્યારે તેની કલ્પનાશક્તિના તરંગો ઉછળતા હોય ત્યારે ભૂત દર્શન દેછે.

૧૪/૧–૨ ઉપર વર્ણવેલી તરેહનુ હું જે ભૂત–(ગત પામેલુ એટલે ભૂત-

કાળની જે વસ્તુ) તે ત્હારે વાસ્તે વર્તમાન છું. અને જો કે મ્હારૂ સ્વરૂપ નિરાધાર છે, તો પણ ત્હારે વાસ્તે હું દેખા દઉંછુ.

૧૫–૧૯ હ્રદયભૂત મિત્રને કહેછે કે સૂર્યરાજના રાજ્યમાં અમને અવકાશ મળતો નથી અને રાત્રિમાંજ અમે દેહ ધારણ કરી શકીએ છીએ; માટે જેમ બને તેમ ત્વરાથી હું કહુ તે તું સાંભલી લે અને કરવુ હોય તે કરી લે–આમ કરતાં 'હાય, હાય' મંત્ર જપ્યા કરજે.

૨૦ ૧–૪ દિશાઓમાં પ્રકાશમાન અને દ્દષ્ટિને ખુશ કરનાર અક્ષરરચના વ્યાપી રહી. તેમજ દરેક અક્ષરનો કર્ણને આનંદ આપતો મધુર નાદ થઇ રહ્યો—સંભલાયો.

૨૧ ૧–૩–૪ ચેતન અક્ષરામૃત પીતાં પૂર્ણ સંતોષ ન પામ્યુ અને અન્ય કોઇને ભાગીદાર કરવા ઇચ્છા થઇ તેથી વિનોદાર્થે રાત્રીના ખીલેલા આકાશરૂપી મ્હોડાં ઉપર અક્ષરના કોગળા કરવા મંડયુ અને તેથીજ રાત્રી લ્હેરમાં આવી જઇ ગાજવા લાગી.

## ૨૨ હૃદય ગન્ધ.

ગયા કાંડમાં વર્ણવેલી રતિ–રવિ કિરણથી ક્હાડેલી દેદીપ્યમાન છબી–રસિક પુરૂષો પોતાના મનરૂપી લોચન વડેજ નિરખેછે.
આ અપૂર્વ આનંદ શબ્દમાં આવવો અશક્ય છે તેથીજ કવી વાંચકવર્ગને મન વડે નીરખવા કહેછે.

હ્રદયભૂત હવે ચેતન મિત્ર આગળ પોતાની સ્થિતિ વર્ણવે છે અને તેમ કરતાં પત્નીને સંબોધીને કહેછે.

જેમ અત્યંત વૃષ્ટિ થવાથી પૃથ્વીમાંથી સુગંધ નીકળી આવેછે, અને જેમ તે વિવિધ જાતની વનસ્પતિ રૂપી પીડાથી વ્યાપ્ત થઇ રહેછે તેમ પ્રીતિ રૂપી વૃષ્ટિ થવાથી પ્રિયાના હૃદયમાંથી સુગંધ નીકલી આવ્યો અને સ્નેહ પ્રસંગ રૂપી ફળપ્રાપ્તિ–અપત્યો (children) શ્રમ સહ આનંદ આપતાં હતાં. જેમ વાદળાં આકાશ તેમજ તારા વગેરે સર્વે ઢાંકી દેછે તેમ આખુ વિશ્વ પ્રીતીથી છવાયુ હતુ ત્યારે પ્રીતિરસની વૃષ્ટિની રેલમાં પ્રિયા રૂપી પૃથ્વી–ભૂમી ચારે તરફથી વિટલાઇ ગઈ ને જેમ બેટની ભૂમી જળથી ઘેરાઇ જાયછે તેમ પ્રિયા પ્રીતિરસથી ઘેરાઇ ગઇ હતી. આપણી આવી સ્થિતિ હતી એટલામાં તું જતી રહી ને હું મ્હીં વિકાસી રહ્યો. મ્હારો જીવ–રૂપી દીવો રાણો થયો–હોલવાઇ ગયો.

આ મર્મ વચનો સાંભળી ચેતન મિત્ર ખરી અવસ્થા સમજ્યો, અને પ્રિયા ગઇ તેના દુઃખમાં કેટલોક વખત શુન્ય બની ગયો.

દૃ-૬-દૃ મારી સર્વ ઇંદ્રિઓની સર્વ ધારણા અને ઇચ્છા પુરી પાડનાર પ્રિયા રૂપી કલ્પવૃક્ષ અગ્નિમાં પ્રવેશ કરી અદૃશ્ય થયું.

દૃ-૭-દૃ દેહ રૂપી ભૂવનને પ્રકાશ આપનાર જીવ રૂપી દીવો પ્રિયા ગત થવાથી હોલવાઇ ગયો. મોતી જાય ત્યારે છીપ પણ નકામી થઇ જાય તે સ્વાભાવિકજ છે.

દૃ-૮-દૃ ભૂતે જ્યોતિમય અક્ષર રચના ચેતનમિત્ર સામે ઉભી કરી હતી તેના આ પ્રથમ અક્ષરો વાંચી પથિક-નાયકનું અંતર્દુઃખ ચેતનમિત્ર સમજ્યો.

દૃ આવું બોલીને ચેતને શ્રવણયોગ ધારણ કર્યો એટલે કર્ણ બીજા બધા બ્હવહારથી શૂન્ય થઇ ગયા અને સાંભળવાનુ મુકી દીધુ. આગળના કાંડમાં

" શ્રવણ ચેતને " ધર્યા એમ આવેછે.

## ૨૩ પ્રમાદ-મદનગન્ધ.

ગયા કાંડમાં વર્ણવ્યા પ્રમાણે સંસ્કારો જાગતાં મદનની લેહેરો આવવા લાગી અને તેના પ્રભાવે હૃદયભૂત ઉપર પ્રમાદ છવાઇ રહ્યો અને નદીના પુરની પેઠે અંતઃકરણના ઉભરા યથેચ્છ વેહેવા માંડયા. ચિત્રવિચિત્ર રચના દ્વારા બ્હાર આવતા ઉભરાથી અલૌકીક અક્ષરચિત્ર રચાયુ અને તે જોઇ ચેતનમિત્રના શ્રવણની સમાધી તુટી અને આગળ શું કહે છે તે સાંભળવા ચેતનમિત્રે ધ્યાન આપ્યું. પોતાની પ્રિયા એને પાછળ મુકી કેમ જતી રહી તેનું કારણ ન સમઝાતાં, ભૂત એક પછી એક કારણો કલ્પે છે અને પ્રસંગે પ્રિયા ખરેખરીજ જતી રહી છે કે કેમ તેની શંકા કરે છે. પોતાની પૂર્વ અવસ્થાનુ અવલોકન કરતાં પ્રિયાને અસંતોષિત થવાનાં કાંઈ કાંઇ નિમિત્ત જડે છે અને ભવિષ્યમાં તેનો બદલો વાળી આપવાનું કહી આર્તનાદથી બોલાવે છે. આ હૃદય પ્રત્યક્ષ કરનાર અક્ષરજાલને મિત્ર તરફથી અનુકંપા મળતી જોઇ ભૂતનું હૃદય વધારે ખુલ્યું અને મનના ઉભરાનો પ્રવાહ નિર્ભર વેહેવા લાગ્યો. હૃદય સ્નેહમય, પ્રીતિમય હતુંજ અને તેમાં મદનની સ્મૃતિ જાગી એટલે સર્વસ્વ મદનમય અનંગમય થઇ ગયું અને મિત્ર આગળ સર્વ લાજ શરમ છોડી દઇ, વસ્ત્રોરૂપી પડદા કહાડી નાંખ્યા અને પોતાનું ખરૂં રૂપ પ્રકટ કરી મદન-આવેશમાં ઉશ્કેરાઇ જઇ મનમાં આવે તેમ હૃદયભૂત બોલવા લાગ્યું.

આ મદનાંકિત તરંગો રૂપી ઢોર, યૌવન ગોવાળના ટોળામાંથી નાશી ગયાં અને અનેક તરેહનાં ટોળાં બની પોતાના મિત્રના મન-ક્ષેત્રમાં સ્નેહ ચરવા, પાન કરવા તેની પાસે દોડી ગયાં.

૧—૬[૨] ભૂત કહે છે કે નિઃશંક આ દુષ્ટ દુનીયા ઉપર કંટાળો આવવાથી તું જતી રહી છે, પણ એમાં મ્હારો શો વાંક કે તું મ્હારા ઉપર આટલી નિર્દય થાય છે. દોષ જગતનો અને દુઃખ મ્હારે, એ અન્યાય છે. પડઘા સમો૦=અવર જગતમાંથી જવાબ આપ એટલે અહીં પડઘા માફક સંભળાશે.

૧—૬[૩] જો તને દુનીયા રાક્ષસ જેવા લોકથીજ ભરેલી લાગી તો મને એકલાને આ દુઃખ ખમવા આવી દુષ્ટ દુનીયામાં શા વાસ્તે મૂકી ગઇ ?

૧—૬[૪] ઉપર પ્રમાણે સવાલ થતાં ભૂતનાયકને લાગ્યું કે 'મ્હારી પ્રિય આટલી ક્રૂર હોયજ નહીં' તેથી અન્ય કારણ કલ્પવા લાગ્યો. ચક્રવાકીની પેઠે આખી રાત છૂટી રહી સવારમાં શું પાછી મને ભેટી પડશે ?

ચક્રવાકયુગલ રાત્રિએ વિયોગી રહી, જળાશયને સામસામે કીનારે બેસી આખી રાત આર્તનાદ કરે છે એ સુપ્રસિદ્ધ છે

૧—૬[૫] અથવા શું મ્હારી પાસેથી તેં કાંઇ સુખ દીઠું નહીં તેથી ત્હારા મનમાં ઓછું આવ્યું અને તું જતી રહી ?

૧—૬[૬] પણ હવે તો પાછી આવ, અને હું તને સુખમાં દાટી દઇશ.

૧—૬[૭] પોતાની વર્તણુકનો કાંઇક બચાવ કરતાં, નાયક કહે છે કે, મદન ક્રીડાની લેહેરમાં મ્હેં સુખ દુઃખની કિંચિત પણ દરકાર રાખી નહોતી પણ હવે તો "આવે તું તો..............

૧—૬[૮] સ્વાભાવિક રીતે દુઃખ પડતાં ભાવ ન પુછાય તો રીસ ચડે એ ઉપરથી નાયક એને ગુસ્સો ચડેલો હોય એમ ધારી "ચંડી" કહી સંબોધે છે.

"ચંડી" નો વિશેષ ગુણજ ક્રોધ છે.

"ચંડી ? જીવી હત–"=તું જીવી હત અને તું ચંડી જેટલી ક્રોધાયમાન થઇ હોત અને તને ક્રોધનાં આંસું આવતાં હોત તો હું ત્હારી પાછળ ફરી મોટા ઉમંગથી ત્હારાં આંસુ લોહી નાંખત. ચંડીનો ઉગ્રકોપ શમાવવા રણસંગ્રામમાં કપાઇ ગયેલાં મુડદાંઓમાં, શીવજી તેના પગ આગળ સુઇ ગયા હતા, એ વિચાર કવિના મનમાં ઘુમતો હોય એમ લાગે છે.

૧—૬[૯] પણ કામદેવની આજ્ઞાથી નાચતા પદયુગથી પડેલી, ઉંચી ચ્હડી જતી પદપંક્તિ મને જડતી નથી તો હું એની પછવાડે શી રીતે જાઉં ?

૧—૬[૧૦] તને મનાવતાં મ્હારૂં ઉતરી ગએલું મ્હોડું જોઇ, એકદમ મનાઇ જતી હતી એવી જે તું તે ક્યાં જતી રહી ? આટલું પુછતાં તો મ્હારાથી રડી પડાય છે.

૧—૬[૧૧] મદનરસમાં મસ્તાન બની મ્હેં ઘણીવાર ત્હારૂં મન દુખાવ્યું

છે. હે મનસ્વિની ! શું તે સંભારીને આજ તું જતી રહેછે?

૧૨ આ શબ્દો નીકળતાં પ્રથમથીજ મિત્રના તરફથી તેનો આવકાર થયો અને તેથી ભૂતનું મન બોલતે બોલતે વધારે સ્ફૂટ થવા માંડયું.

૧૪ જે મદનતરંગો નાયકના મુખમાંથી નીકળ્યા તે તેના મિત્રના હૃદયમાં પણ સ્નેહ સાથે મિશ્રિત થઇ, તેનું પાન કરી, તેવીજ અસર કરી તેવુંજ સન્માન પામવા યત્ન કરવા લાગ્યા.

## ૨૪ સંસ્કાર વિરોધ.

ગયા કાંડના અંતમાં વર્ણવ્યા પ્રમાણે મદનતરંગો મિત્રહૃદયમાં સ્નેહ ચરવા દોડી આવ્યા, પણ મિત્રના મનનિ સ્થિતિ કાંઇ જુદીજ હતી. આ કાંડમાં જુદા જુદા સમયે થયેલા જુદા જુદા સંસ્કાર દેખાડયા છે. વળી ભિન્ન જનોને થતા ભિન્ન સંસ્કાર પણ સૂચવ્યા છે. વાક્યાર્થે સુર્યની ઉદય અને અસ્ત સમયની સ્થિતિ વર્ણવેછે.

ઉદય વખતે લાલાશથી તેનું બિમ્બ ઝમક ભર્યું દેખાય છે, અને તે તપતાં તપતાં તેજના ગુબ્બારા છોડેછે. પણ આથમતી વખતે તે લાલ પણ કોમળ તેજવાળો હોયછે. અને કાંઇ વાત સાંભળી એકાંતે આકાશના નેત્ર પેઠે ઝાકળરૂપી આંસુ સારેછે.

આસ્થળે વ્યંગ્યાર્થનું પ્રાધાન્ય છે અને એજ અર્થ આ કાંડ લખાવાનું કારણ છે.

મિત્રની પત્નિ અને મિત્ર ઉભય જીવતાં હતાં ત્યારે એના પ્રેમના ઉભરા અને તેથી ઉર્દ્ભવતા ઉદ્ગાર તેજસ્વી ગોળા જેવા નીકળતા હતા. પણ હવે પત્નિ મૃત્યુ પછી ઝીણી લ્હેરીઓ વાળા શાંત પ્રેમોદધિ જેવી એના મનની સ્થિતિ હતી.

અન્ય અર્થ એમ પણ ધ્વનિત થાયછે કે એના મિત્રનિ સ્થિતિ તપતા સુર્યના જેવી હતી. ભૂત સંસ્કાર જાગવાથી નાયકનું મન તોફાની સમુદ્ર પેઠે ઉછાળા મારી રહ્યું છે. અને એકજ તાર ઉપર એનું સંગિત ચાલી રહ્યું છે. મિત્રનું મન સ્નેહ અને દુઃખના દરિયામાં શાંત રીતે સ્નાન કરી રહ્યું છે. મિત્રના મનની બદલાયલી સ્થિતિ હૃદયભૂતને માલમ પડી હોય એમ લાગતું નથી. અને હૃદયભૂત પોતાના તરંગો ફેંકેજ જાયછે.

## ૨૫ પ્રગલ્ભ મદન.

૨૩ મા કાંડની ૧૩ મી ટુંકમાં દર્શાવ્યા પ્રમાણે હૃદયભૂતના મન ઉપરના પડદા ખસી ગયા અને એનો સ્નેહ, મદન પોતાનું ખરૂં સ્વરૂપ પ્રકાશી પ્રગલ્ભ (છકેલો) થઇ ગયો અને એક પછી એક જે વિચાર આવ્યા તે કહી નાંખવા માંડયા.

કોઇ અમૂક દિવસે રાત્રીએ અગાશીમાં દંપતિ યુગલ વાતો કરતું સુતું હતું તે વખતે અજવાળી રાત્રિના ખિલેલા ચંદ્રે નાયક પતિ ઉપર જે સબળ અસર કરેલી અને તેના પરિણામમાં નાયિકાએ જે પ્રણયવચન કહેલાં તેનું આ કાંડમાં વર્ણન છે.

ટ—૧ ટ તે દિવસે મદને જે કૌતુક કર્યું હતું અને તેથી જે લીલા થઇ હતી તે જ્યારે મને સાંભરેછે ત્યારે મ્હારૂં હૃદય અત્યંત ઝુરેછે.

૨—૨ શરદઋતુ રૂપી સહીયરે પ્હેરાવેલા શણગારથી સજ્જિત થયેલી રાત્રિલલના ચંદ્રરૂપી નાયકનું મન ભૂરકતી ઉભી હતી. શરદની અજવાળી રાત્રિની રમણીયતા અનેક સ્થળે વર્ણાયલી છે.

નીચેનું સ્ત્રી ગીત સુપ્રસિદ્ધ છે.:—

" આસો માસો શરદ પુનેમની રાતજો
ચાંદલીયો ઉગ્યો છે, સખિ, મારા ચોકમાં."

૨ તેણે ચંદ્રરૂપી ધોળુ વસ્ત્ર પેહેર્યું હતું. અને તારા રૂપી પુષ્કળ હાર પણ ધારણ કર્યા હતા.

ટ—૩ ટ કિરણ રૂપી હાથ અને પગવડે આંટિમાં (બાથમાં) લઇ ચંદ્રે રાત્રિને ખોળામાં લીધી હતી. અને સુરતસંગ્રામમાં થાક લાગવાથી હાંફતી હોય એમ પવન ફૂંકાતો હતો તેથી રાત્રિએ કામદેવને છત્યો હતો એ સ્પષ્ટ દેખાઇ આવતું હતું.

ટ—૪ ટ એવી રીતે રાત્રીનો નોકર થયેલો અને તેની આજ્ઞાનુસાર તેને દેખાડયે રસ્તે જનારો કામ (મદન) તે દિવસે તને જોરજુલમથી વશ કરવા, તાબે કરવા આવ્યો હતો તે શું તને સાંભરતું નથી?

નાયિકાને કામદેવ શા કારણથી વશ કરવા આવ્યો, અને કેવી રીતે વશ કરી, અને તેના પરિણામે શું થયું તે બાકીની ટુંકોમાં દર્શાવ્યું છે.

ટ—૫ ટ સંસારમાં મનુષ્ય ઉપર પડતાં અનેક દુઃખ, અને તેને દૂર કરવાના ઉપાય યોજવા સંબંધિ વાતો કરતાં કરતાં તને ઉંઘ આવી અને તે કહાડી નાંખવાના યત્નમાં ત્હારી નજર આકાશ તરફ ગઇ.

ટ—૬ ટ રાત્રિની અને ત્હારી આંખેઆંખ મળતાં તું એને મદનઆવેશમાં ચકચૂર થયેલી જોઇને હસી; તેથી રાત્રિને ગુસ્સો લાગ્યો અને 'તું તે મને શું જોઇ હસતી હઇશ! તે હવે ત્હારી પણ સ્થિતિ જોઇલે.' એમ કહી ત્હારી એવીજ દશા કરવા, કામને ત્હારા શરીરમાં પ્રવેશ કરવાને હુકમ કર્યો.

ટ—૭ ટ રાત્રિની અદેખાઇથી મોકલાયલો મદન પુર જોરમાં ત્હારા ઉપર

આવ્યો. ત્હારાથી એની ટક્કર ઝીલાઇ નહીં અને ત્હારા શરીરમાં એ વ્યાપી ગયો. મારી કોમળ લાડકી, એના આગળ ત્હારૂં શું જોર ચાલે?

ચોથી ટુંકમાં 'ધાયો બળ કરી' કહ્યો છે તે આજ સમય. શાસારૂ એને દોડવુ પડ્યું, તે વચલી ટુંકોમાં કહ્યું છે.

શરદઋતુની રમણિક અજવાળી રાત્રિ અને ચારે પાસનું સૃષ્ટિસૌંદર્ય એટલું તો સુંદર પ્રસરેલું હતું કે રસિક નાયિકાનું લક્ષ તે તરફ જતાં, તેના મન ઉપર સબળ અસર થઈ અને નાયિકાના હૃદયમાં ઉગ્ર કામદીપ સળગ્યો. ઉપલી ટુંકોમાં રૂપકદ્વારા આ વાત વર્ણવેલી છે.

૮/૧-૨ છળી ગઇ હોય એવી રીતે તું ઉછળી અને બોલી ઉઠી કે "હે નાથ, ઉઠ ઉઠ, જાગીને જોતો ખરો કે દેશકાળનો શો રંગ જામ્યો છે."

૯/૧-૨ આ ચંદ્ર રાત્રી સાથે કેવો વિહાર કરી રહ્યો છે? (કેવી ખીલવી રહ્યો છે, કેવી શોભાવે છે.) આવી વખતે મને નિશ્ચેષ્ટ બેઠેલી જોઇ આ રાત્રિ મ્હારા તરફ કંટાળો ખાઈ મ્હોડું મરડે છે. આ મદન કામદેવ, મ્હારી સાથે નિરંકુશ વર્તે છે, અને તેથી મને દુઃખ થાય છે, વાસ્તે એ કામને તું વાર, એટલે કે એના દુઃખમાંથી મને છોડવ.

૧૦/૧-૨ આ પુષ્પના સુવાસનો ચોર, આ સુગંધી ફૂલોથી સુવાસિત થયેલો પવન મ્હારે આખે શરીરે સ્પર્શ કરે છે, અને નજરમાં આવે તેવી રીતે વાળ અને કપડું ખેંચી, ઉઘાડી દુષ્ટ, અવર્ણનીય અસર ઉત્પન્ન કરે છે.

૧૧/૧-૨ મ્હારી આ દશા થઇ છે છતાં તને કેમ ઉંઘ આવે છે? ત્હને કામદેવ, મદનરાજ, સતાવે તે વખત હું તો ત્હારી દાસી થઇને ત્હારી ઇચ્છાનુસાર તઇયાર થઇ જાઉં છું, અને તું તો 'ગરજ સરી એટલે વૈદ વેરી' ની માફક મને મદદ કરતો નથી. હો સ્વાર્થી નાથ! મને મદનથી તપતીજ રાખીશ?

૧૨/૧-૨ હે નાથ! હવે ઉઠ, ઉઠ અને કયાં વસ્ત્ર પેહેરૂં તે કહે. એતો હવે જાણ્યા તારા ઢોંગ! ઉઠ, એમ કંઇ ઉંઘાવાનું છે."

૧૩/૧-૨ મિત્રની સહનશક્તિની સીમા આવી અને છેલ્લા શબ્દ સાંભળતાં, ચેતનમિત્રને પોતાની પ્રિયાનો એટલો બધો શોક થઇ ગયો કે 'હાય, હાય'ની બુમ પાડી ઉઠયો.

૧૪/૧-૨ આ શબ્દથી પૃથ્વી અને આકાશ ગાજી રહ્યાં અને આ ઘોષ સાંભળીને હૃદયભૂત વધારે વધારે ધૂણવા માંડયું અને ખીલતું ગયું. ભૂતના મંત્ર ભણતાં ભૂત ધુણી ઉઠે છે એ જાણીતું જ છે. અને અહીં પણ 'હાય, હાય' નો મંત્ર ભૂતે જાતેજ દેખાડયોછે તે સાંભળતાં પોતે ધુણી ઉઠેછે.

## ૨૬ નિશાચર મદન.

હૃદયભૂતને આમ મદનના પ્રભાવથી ઘુણતું જોઇ સખીમંડલી કહેછે કે હે મદન! ત્હારો આટલો બધો શો પ્રભાવ કે આ ભૂત મરી ગયા છતાં પણ તેના ઉપર આટલી બધી અસર થાયછે. વિશ્વમાં આનંદ હતો તે વખત તો તેમનાં હૃદયમાં તું રહેતો હતો, પણ અત્યારે મરી ગયા છતાં, રાત્રિ છતાં ત્હારો આટલો બધો તાપ શો?

રમત રમતાં હતાં તે વખત સાંભરીને આટલું તો દુઃખ થાયછે તેમાં વળી આ તું ઉમેરો કરેછે.

૧ જેમ જેમ રાત વધતી જાય છે તેમ તેમ મદન, ત્હારી અસર વધતી હોય એમ લાગેછે. પ્રાણ ગયો અને માત્ર ભૂતપણુંજ રહ્યુ છે (હતો એટલુંજ, ભૂત અવસ્થા) તોપણ આ હૃદયજ્વાળ શી નીકળેછે? અર્થાત્ મરી ગયા છતાં પણ ત્હારો પ્રભાવ ચાલૂજ છે.

૨ જ્યારે તે બન્ને પોપટમેના જેવાં આ દુનીયામાં હતાં ત્યારે તો ગાતાં હતાં (ચેન કરતાં હતાં) અને તેમનું મન પ્રફુલ્લિત રહેતું, પણ આજતો તે મરી ગયાં અને (તેથી રાત પડવાથી) માત્ર છાતી ચીરી નાંખતું ઘુવડજ બોલે છે તો પણ હે અલ્પ જન, ત્હારો આટલો બધો તાપશો?

૪ સખીમંડળીનો સ્વર શાંત થયો ન્હોતો એટલામાં શુદ્ધ સ્નેહને હસી કહાડવાને, અથવા આવી રીતનો પશુયોનિરૂપી કામ પણ દુનીયામાં છે અને તે કેવી રીતે વર્તેછે તે બતાવવાને વંઠેલાનું ટોળું આવી પહોંચેછે.

## ૨૭ સ્હેલ કરવા નીકળી પડેલ વંઠેલાઓ તથા ગણિકાઓ.

દુનીઆમાં પશુયોનીવૃત્ત કામ વિશેષ ભાગે છે, એ દર્શાવતું આ યુથ આવે છે. દુનીયાનો કામ કેવી રીતનો હોય છે, શા સંબંધથી વિવિધ માણસો તેમાં રહે છે, એ આ કાંડના પ્રથમ ભાગમાં દેખાડ્યું છે. પાછળથી ચેતનમિત્ર અહીં આગળ જામેલા શુદ્ધ સ્નેહનું તેમને ભાન આપી દૂર જવા કહે છે. આ સાંભલી વંઠેલામાંનો એક કામનુ સ્વરૂપ સમજે છે, અને પશ્ચાતાપ કરે છે. આથી દયા ખાઇ સખી મંડળમાંની એક તેને ગયા કાંડોમાં વર્ણવેલો રતિખેલ જોવા ઊભો રાખે છે અને કહેછે કે તું જોઇ સ્હવારમાં બીજા લોકોને એનુ સત્વ સમજાવજે. આ પ્રમાણે રાત્રિ જગતને શુદ્ધ સ્વરૂપ દેખાડવા લાગી અને આથી ભૂતના મનમાં ભૂત કામ જાગી ઉઠયો અને કાંઇ નવું રૂપ ધારી બોલવા લાગ્યું.

(૨) રસકંદ=રસથી ભરેલાં રસનાં ફળ.

(૩) નદીને:—જે આપ્યું તે તો ક્યાંએ જતું રહ્યું, અને એના બદ-

લામાં હવે કાંઇ મળે એવુ કોઇ ઠેકાણે સાંભળ્યુછે? દાખલા તરીકે નદી હમેશ સમુદ્રને પોતાનું પાણી (અને આપણા લોકના ધારવા પ્રમાણે સ્નેહ) આપે છે, પણ તેના બદલામાં સમુદ્ર તરફથી નદીને કાંઇ મળતુ હોય એમ સાંભળ્યુ નથી. જ્યારે નદીમાં સમુદ્રની ભરતી આવે છે ત્યારે ઉલટી નદી ખારી થાય છે તેમ અહીં પણ ગણિકા તરફથી ઉલટુ જ્યારે મળે ત્યારે કાંઇ નદીને સમુદ્ર તરફથી મળે છે તેવુંજ મળે.

(૧) માયાશક્તિ ( વિભ્રમ કરાવનાર-મોહમાં નાખનાર ) દુનીયામાં ચારે તરફ વ્યાપી રહી છે અને ઘાઘરાનો ઘેર ( એટલે તેના આવરણનો પ્રભાવ ) બહુ મોટો છે; તે સર્વ દુનીઆને મોહમાં નાખવા સમર્થ છે. એવી માયાના ઘેરપર ( એટલે તેના field of action માં ) એક પૂતળી દેખાય છે-મોહક ચીજ દેખાય છે. આ પૂતળી ભસ્માસુરની બ્હેન છે એટલે જેના ઉપર હાથ મુકે, જેનો તે સંગ કરે તે બળી જાય.

ભસ્માસૂરે ઘણા કાળ સુધી તપ કરી મહાદેવજી પાસે વરદાન માગી લીધુ હતુ કે એ જેના ઉપર હાથ [illegible] જાય.

(૨) એવી બ્હેનો ( ભસ્મા[illegible] [illegible]ણિકાઓ ) દુનીઆમાં ઘણી છે અને તેઓ માયાના શીવેલા [illegible] [illegible]થી) લોકોને છેતરે છે.

૨ જ્યાં જર [illegible]
તમારી આંખમાં [illegible]
૩ તમારે લી[illegible]
પવા તૈયાર થાય છે [illegible]
(૪) સ્નેહમુ[illegible]
થોડું કહેતામાં [illegible]
સૂચિત થાયછે કે [illegible]
જવુ પડેછે.
(૧) પતંગી[illegible]
અને તે લાગતાં જે [illegible]
ભીખ માંગવા ગયા [illegible]
(૨) અગ્નિમાને [illegible]

૨૭— **સખી મંડળીમાંની એક.**

(૧)—શુદ્ધ સ્નેહની અહીં રમણીયતા વ્યાપી રહી છે.

(૨) અહીં સ્નેહની પવિત્ર આણ ફરેછે અને મદન–નૃપ તો દાસ જેવોજ રહેછે. એનું કશું ચાલતું નથી.

(૪) આ ભૂત રૂપી નૈષ્ટિક ( vowing perpetual abstinence and chastity; highest ) રૂષિરાજ સ્નેહ–વેદ ભણે છે, તેમના વચન સાંભળવાનો તું અધિકારી થયોછું એ ત્હારૂં ધનભાગ્ય છે.

(૫) સ્નેહરૂપી પારસમણીનો આજની રાત તું સંબંધ ભોગવ. (જેથી તુ પણ ઉંચી સ્થિતિ પામે.)

## ૨૮ ઉપાધિહીન પ્રિયસ્વરૂપનું દર્શન.

ગયા કાંડમાં કહ્યા પ્રમાણે હૃદયભૂતને પોતાની પ્રિયાની સાથેનો એક પ્રસંગ સાંભરી આવેછે. એક વખત સમુદ્ર કાંઠે ફરતાં હતાં ત્યારે વિચિત્ર પ્રસંગ જામ્યો હતો, અને તે પ્રસગે નાયકે નાયિકાને છેતરવા ધારેલી પણ તેમાં તે ન છેતરાતાં આખરે નાયકને કહેછે કે જગત્ ગમે તે જુવે પણ મ્હારી આગળ ત્હમારૂં ખરૂં સ્વરૂપ નીકળવાનુજ, અને હું તે સમજી જવાનીજ. ઉપાધિઓ જગતને ઠગી શકે છે પણ ઉપાધિહીન સ્વરૂપ કાંઇ જુદુંજ હોયછે, તે મ્હારી આગળ ( સ્નેહીજન આગળ ) નીકળવાનુંજ; અને તે સ્વરૂપ જોતાં જગત્ તો હસે પણ સર્વે પોતપોતાની વાત સંભારે તો જરૂર હસવાનુ ભૂલીજાય. દરેકને મદનપ્રસંગ આવવાનાજ, અને મદન રતિને અંગે આવેછે એટલે પૂજ્યછે. ખરા સ્નેહને અંગે ( એટલે તેની પછવાડે ) મદન દરેક ઠેકાણે પૂજ્ય છે.

( ૧ ) અડધી રાત્રી ગયા પછી ચંદ્ર ઉગ્યો હતો તેથી ‘ શરમ ધારી ’ શરમાઈને એમ કહ્યુંછે. આકાશરૂપી બાગમાં રાત્રે ચન્દ્રલેખા ફરવા નીકળી હતી એમ કલ્પ્યુછે.

( ૩ ) સમુદ્ર રૂપી નાથ મોજાં ( waves ) રૂપી હાથથી તાલ દેતો હતો. તેને ગાતો દેખી શરમ ( ત્રપા ) જતી રહી.

( ૪ ) શરમ જતી રહી. આકાશમાં ચંદ્ર ઉંચે આવ્યો. એટલે ચંદ્ર પ્રભા નાથની સામે ઉભી રહી. અને કિરણદ્વારા સમુદ્રમાં પ્રતિબિંબ પડ્યુ તેથી જાણે નાથને વળગી પડી.

( ૫ ) વળગી પડી એટલુંજ નહીં પણ સમુદ્રના ઉરમાં પેસી નાચવા લાગી. ( પ્રતિબિંબ મોજાં ઉપર ઉછળતુ હતુ માટે આમ કલ્પ્યુછે. )

( ૭ ) એકાંતમાં રેતી ઉપર આપણે ફરતાં હતાં તે વખત આપણે

લામાં હવે કાંઇ મળે એવુ કોઇ ઠેકાણે સાંભળ્યુછે ? દાખલા તરીકે નદી હમેશ સમુદ્રને પોતાનું પાણી (અને આપણા લોકના ધારવા પ્રમાણે સ્નેહ) આપે છે, પણ તેના બદલામાં સમુદ્ર તરફથી નદીને કાંઇ મળતુ હોય એમ સાંભળ્યુ નથી. જ્યારે નદીમાં સમુદ્રની ભરતી આવે છે ત્યારે ઉલટી નદી ખારી થાય છે તેમ અહીં પણ ગણિકા તરફથી ઉલટુ જ્યારે મળે ત્યારે કાંઇ નદીને સમુદ્ર તરફથી મળે છે તેવુંજ મળે.

(૧) માયાશક્તિ ( વિભ્રમ કરાવનાર—મોહમાં નાખનાર ) દુનીયામાં ચારે તરફ વ્યાપી રહી છે અને ધાઘરાનો ઘેર ( એટલે તેના આવરણનો પ્રભાવ) બહુ મોટો છે; તે સર્વ દુનીઆને મોહમાં નાખવા સમર્થ છે. એવી માયાના ઘેરપર ( એટલે તેના field of action માં ) એક પૂતળી દેખાય છે—મોહક ચીજ દેખાય છે. આ પૂતળી ભસ્માસુરની બ્હેન છે એટલે જેના ઉપર હાથ મુકે, જેનો તે સંગ કરે તે બળી જાય.

ભસ્માસૂરે ઘણા કાળ સુધી તપ કરી મહાદેવજી પાસે વરદાન માગી લીધુ હતુ કે એ જેના ઉપર હાથ મુકે તે બળી જાય.

(૨) એવી બ્હેનો ( ભસ્માસુરની બ્હેનો—ગણિકાઓ ) દુનીઆમાં ઘણી છે અને તેઓ માયાના શીવેલા ધાઘરાથી (અર્થાત્ મોહક શક્તિથી) લોકોને છેતરે છે.

## ચેતન મિત્ર.

૨ જ્યાં જરાક પણ પવિત્ર સ્નેહનુ તેજ હોય છે ત્યાં ઘુવડની પેઠે તમારી આંખમાં અંધારાં આવે છે. ત્યાં ગણિકાઓને અવકાશ મળતો નથી.

૩ તમારે લીધેજ અનંગ ચોર રૂપ થઇ માણસનુ હૃદય બીજાને આપવા તૈયાર થાય છે, પણ સ્નેહ એ ચોરને આધીન કરી નાંખે છે.

(૪) સ્નેહભૂપ ભૂત આગળ મદન પંડક( Eunuch ) છે, બાયલો છે. થોડું કહેતામાં વંઠેલા તથા ગણિકાઓ નાશી જાયછે તે ઉપરથી એમ પણ સૂચિત થાયછે કે જ્યાં ખરો સ્નેહ વર્તેછે ત્યાંથી કેવળ મદનને નાશી જવુ પડેછે.

(૧) પતંગીયા માફક હું ઉડતો હતો તેમાં મને કામની ઝાળ લાગી અને તે લાગતાં જેવી રીતે ભૂતપતિ ( શીવ ) હોઇને પણ ભીલડી પાસે ભીખ માંગવા ગયા હતા, તેમ હું પણ ગણિકા જેવી નીચને આધિન થયો.

(૨) ગણિકાને ઘેર ફસાયો.

(૬) તે મોહમાં મ્હેં સ્વર્ગ સમાન સુખ જાણ્યુ. અને ધન જતું રહ્યું ત્યારે આખરે આ સ્મશાનમાં ખરૂ સત્ય માલમ પડયુ.

૨૭= **સખી મંડળીમાંની એક.**

(૧)—શુદ્ધ સ્નેહની અહીં રમણીયતા વ્યાપી રહી છે.

(૨) અહીં સ્નેહની પવિત્ર આણ ફરેછે અને મદન—નૃપ તો દાસ જેવોજ રહેછે. એનું કશું ચાલતું નથી.

(૪) આ ભૂત રૂપી નૈષ્ટિક ( vowing perpetual abstinence and chastity; highest ) રૂષિરાજ સ્નેહ—વેદ ભણે છે, તેમના વચન સાંભળવાનો તું અધિકારી થયોછું એ ત્હારૂં ધનભાગ્ય છે.

(૫) સ્નેહરૂપી પારસમણીનો આજની રાત તું સંબંધ ભોગવ. (જેથી તુ પણ ઉંચી સ્થિતિ પામે.)

## ૨૮ ઉપાધિહીન પ્રિયસ્વરૂપનું દર્શન.

ગયા કાંડમાં કહ્યા પ્રમાણે હૃદયભૂતને પોતાની પ્રિયાની સાથેનો એક પ્રસંગ સાંભરી આવેછે. એક વખત સમુદ્ર કાંઠે ફરતાં હતાં ત્યારે વિચિત્ર પ્રસંગ જામ્યો હતો, અને તે પ્રસંગે નાયકે નાયિકાને છેતરવા ધારેલી પણ તેમાં તે ન છિતરાતાં આખરે નાયકને કહેછે કે જગત્ ગમે તે જુવે પણ મ્હારી આગળ ત્હમારૂં ખરૂ સ્વરૂપ નીકળવાનુજ, અને હું તે સમજી જવાનીજ. ઉપાધિએ જગતને ઠગી શકે છે પણ ઉપાધિહીન સ્વરૂપ કાંઇ જુદુજ હોયછે, તે મ્હારી આગળ ( સ્નેહીજન આગળ ) નીકળવાનુંજ; અને તે સ્વરૂપ જોતાં જગત્ તો હસે પણ સર્વ પોતપોતાની વાત સંભારે તો જરૂર હસવાનુ ભૂલીજાય. દરેકને મદનપ્રસંગ આવવાનાજ, અને મદન રતિને અંગે આવેછે એટલે પૂજ્યછે. ખરા સ્નેહને અંગે ( એટલે તેની પછવાડે ) મદન દરેક ઠેકાણે પૂજ્ય છે.

( ૧ ) અડધી રાત્રી ગયા પછી ચંદ્ર ઉગ્યો હતો તેથી ' શરમ ધારી ' શરમાઇને એમ કહ્યુંછે.. આકાશરૂપી બાગમાં રાત્રે ચન્દ્રલેખા ફરવા નીકળી હતી એમ કલ્પ્યુછે.

( ૩ ) સમુદ્ર રૂપી નાથ મોજાં ( waves ) રૂપી હાથથી તાલ દેતો હતો. તેને ગાતો દેખી શરમ ( ત્રપા ) જતી રહી.

( ૪ ) શરમ જતી રહી. આકાશમાં ચંદ્ર ઉંચે આવ્યો. એટલે ચંદ્ર પ્રભા નાથની સામે ઉભી રહી. અને કિરણદ્વારા સમુદ્રમાં પ્રતિબિંબ પડ્યુ તેથી જાણે નાથને વળગી પડી.

( ૫ ) વળગી પડી એટલુંજ નહીં પણ સમુદ્રના ઉરમાં પેસી નાચવા લાગી. ( પ્રતિબિંબ મોજાં ઉપર ઉછળતુ હતુ માટે આમ કલ્પ્યુછે. )

( ૭ ) એકાંતમાં રેતી ઉપર આપણે ફરતાં હતાં તે વખત આપણે

એ સર્વ જોયું પણ તે વખતે તું મુગ્ધા હોવાને લીધે એવું સ્નેહકાર્ય માગતાં શીખી નહોતી.

(૧૦) આખરે વગર માગ્યે ત્હેં ત્હારો અર્થ કહાડયો અને ખરૂં જોતાં તું જીતી.

(૧૧) દુનિયામાં તું ગમે તે વેશ લે પણ હું ત્હારા બધા ઢોંગ ભૂલાવી દઉં. મ્હારી આગળ ત્હારૂં મૂળ સ્વરૂપ ત્હારે ધરવુજ પડે.

(૧૨-૧૩) રાજા, પંડિત, જ્ઞાની, શુરવીર વિગેરે લોકો દુનીયાને મન ગમે તેવા ગંભીર અને મોટા દેખાય પણ તેઓ સ્નેહીજન આગળ તો સાધારણ પુરૂષ જેવાજ હોય.

(૧૪) કવિની માફક જગતને તું નાટકો જેવાં ખોટાંરૂપ બતલાવેછે પણ હુંતો કવિ જેવા ખરા સ્વરૂપ સંગાથે રમુછું.

(૧૫) મ્હારી આગળ તું મ્હારા અંતઃકરણનો સાથી (દુનીયાની, વ્યવહારની) ઉપાધિ રહિત શુદ્ધ સ્વરૂપમાં ઉભો રહેછે.

(૨૨) આવીરીતે પોતાનો મિત્ર પણ પોતાના દુઃખમાં ભાગીયો થાયછે એમ જોઇ ભૂત પોતાની અવર્ણ્યપ્રિતના ભંડાર તેની આગળ ખોલવા લાગ્યું.

(૨૩) આ ભંડાર ખુલતાં સ્નેહરૂપી દારૂની લ્હેરમાં આવીજઈ મદનથી જામેલા રંગ સાંભર્યા અને વિરહમાં પણ તે પ્રસંગ સાંભરતાં તેની (પ્રતિભા=મૂર્તિ) આકૃતિ તેની આગળ ખડી થઈ.

(૨૪-૨૫) ડાહ્યા અને પંડિતનો ડોળ ઘાલી જે લોક ફરતા હોય તે જો આ વાતને હસે અથવા અયોગ્ય ગણેતો તેમણે પોતાનોજ અનુભવ વિચારિ જોવો.

(૨૬) *મદન પશુયોનિ છે. ત્હેના પ્રભાવમાં ફક્ત સ્થૂળ વૃત્તિઓનોજ પ્રસંગ છે. પણ એ ખરા સ્નેહને અંગે છે, અને સ્નેહઉત્પત્તિનુ પણ પ્રથમ અંગ છે. તેથીજ મહાદેવના મંદિરમાં પોઠીઓ પૂજાયછે. મહાદેવ અને પાર્વતીનો અપૂર્વ સ્નેહ છે અને ત્યાં શુદ્ધ રતિ વસેછે, પણ તેને અંગે મદનને પણ અવકાશ મળેછે. અને એવે ઠેકાણે મદન પૂજનીય છે. આ સત્ય દર્શાવવા સર્વ સ્થળે મહાદેવના મંદિરમાં નન્દી પૂજાયછે. અને તે પણ પ્રથમ પૂજાયછે. પ્રથમ પોઠીઆ ઉપર જળ ચઢેછે ત્યાર પછી શીવપૂજા થાયછે.

૨૮ વસ્તુતઃ મદન માલ વગરનો છે પણ રતિને પગલે આવતાં (રતિને લીધે ઉત્પન્ન થતાં) તે પૂજ્યછે તેથી તેનાં ગાંડાં ઘેલાં ફ્રુલ હૃદયભૂતે કહયાં છે.

---

* મદન અને રતિના સબંધ વાસ્તે જુવો કર્તાની નોટ ૨ પૃષ્ટ ૬૮

## ૨૯ રસસંક્રાન્તિ.

હૃદયભૂતનુ ચિત્ત સહૃદય ચેતનમિત્રને જોઈ ઉઘડી ગયું. અને મદનરસ વર્ણન જે જગતમાં હમેશ અકથ્ય રહેછે તે કહેવાઇ ગયું. તેનુ વર્ણન આ તથા ૩૦ ને ૩૧ મા કાંડમાં છે.

આ કાંડમાં રતિરસની શિખા કોને કહેવી–તે વર્ણવી છે. હૃદયભૂત નાયક પોતાની આ અવસ્થા પ્હોચતાં પ્હેલાં પત્નીમૃત્યુ રૂપી ઉપાધિને આધિન થવાથી શોક કરેછે.

૧ જગત્ની સર્વ બહિર્ ને અંતર્ ઉપાધિઓ દૂર થઈ તન અને મન રસમાંજ રમિ રહે અને સ્નેહીજન વચ્ચે કાંઇ પડદો ન રહે ત્યારેજ રતિરસની અવધિ–ટોચ આવી એમ ગણાય.

૨ રતિરસની શિખાએ સ્નેહી પુરૂષો જ્યારે પ્હોંચેછે ત્યારે "એકની બીજા ઉપર રસસંક્રાન્તિની અસર થાય, એક બીજાને એક બીજાનો પટ લાગે ને બન્નેના જીવ મળી જાયછે.

૩ આમ એક બીજાના જીવ મળી જવાથી અત્યાનંદ સર્વત્ર છવાઇ રહેછે, પણ આ સ્થિતિ અનુભવી શિવાય અન્ય કોઈ કલ્પિ શકતું નથી.

૪ તેનાથી કોઇપણ રીતે દૂર ન કરી શકાય એવી મૃત્યુરૂપાધિને પત્ની આધિન થઇ તેથી પોતાનો યોગ તુટયો અને પરમાવસ્થાને પ્હોચવા જે સમાધિ સાધી તે તુટી જવાથી હૃદયભૂત શોક કરેછે.

૫–૬ તેના શોકમાં ભાગ લેનાર પત્ની ન રહેવાથી હૃદયભૂતને સર્વ બ્રહ્માંડ શૂન્ય લાગેછે ને તેનુ હૃદય ચિરાયછે.

## ૩૦ સંક્રાંતરસ.

રસ સંક્રાન્તિ થયાથી (રસમાં તલ્લીન થવાથી, ડૂબી જવાથી) સ્નેહીજનની સંક્રાતરસ–એટલે રસમાં સંક્રાન્ત અવસ્થા થવી જોઇએ–અને કવિ પોતાની ટીકામાં કહેછે કે આ કાંડનો વિષય તે સ્થિતિનું વર્ણન છે. હૃદયભૂત પોતાની ગત સંક્રાંતરસ અવસ્થા વર્ણવેછે.

મરણ પામેલો પુરૂષ યાદ આવતાં એકદમ અશ્રુધારા વહેછે તે સર્વેના અનુભવમાં હોયછે.

હૃદયભૂત નાયક પોતાની કાળા કેશથી છવાઇ ગયેલી પત્નીના મુખને વાદળાથી છવાઇ ગયેલા સૂર્યની ઉપમા આપેછે.

પત્નીનો અંબોડો નીચોવવા જતાં એક વખત જરા ખેંચાયો હતો તે સમયે તે રીસાઈ હતી તે પ્રસંગ યાદ આણેછે. પત્ની મૃત્યુ પામતાં એને રીસાવવાનુજ રહ્યું; પણ તેના અદૃશ્ય થવાથી પોતાનો રીસાવાનો પ્રસંગ

આવ્યો છે એમ તે માનેછે. પત્ની મનાવવા નથી આવતી માટે ખેદ પામે છે, અને તેનો આ અનાદર સ્વપ્ન છે કે સત્ય તે વીશે શંકા ધરેછે.

પત્ની નહીં હોવાથી પોતાની થઇ ગયેલી અત્યંત નિરાધાર અવસ્થા નાયક—હૃદયભૂત વર્ણવેછે.

૧/૧–૨ તું યાદ આવતાં ત્હારી છબી આંખ આગળ આવી ઉભી રહે છે ને આંખો આંસુથી ભરાઈ જાયછે. આવી અવસ્થા સહૃદય પુરૂષોને સ્વાભાવિકછે.

૨/૨ ભૂતકાળમાં બનેલી બીના વર્તમાનકાળની હોય તેમ મોકળે મ્હોડે રૂદન કરાવેછે.

૩–૪ આ બે પદમાં ઉપમા છે. જેમ સૂર્યના બિંબની આસપાસ વાદળાં છવાઈ ગયાં હોય અને પવનના સપાટાથી વીખરાઇ જતાં છાંટા પડે છે, તેમ એક વખત તારા ગોરા મુખની આસપાસ કુદરતી દેખાવના સૌન્દર્યનુ અનુકરણ કરી મન હરીલે એવા પાણી ટપકતા વાળ આવી રહ્યા હતા. અત્રે એક પ્રસંગ હૃદયભૂત પોતાની પત્નીને યાદ દેવડાવેછે.

૫ તને આલિંગન દેતી વખતે આ વાળથી હું ઘેરાયો ત્યારે મને ઘનપટમાં હું સમાયો હઉં એમ લાગ્યુ હતું. પત્નીનુ શરીર સ્નાન કરવાથી શિતળ હતું. તરત સ્નાન કર્યું હતુ તે ટપકતા વાળ દેખાડી આપેછે.

૭–૮ જરાકમાં રીસાયેલી પત્નીને મનાવવા કરેલી રમણીય વિવિધ યુક્તિઓ સાંભરી આવતાં નાયકને આનંદ થઈ જાયછે, પણ તરતજ જાતે રીસાવાને યા મને મનાવવા હાલ તે નથી એમ તેને સાંભરેછે.

૧૧/૧–૨ મ્હારે વાસ્તે તને કાંઇ તમા–દરકાર નથી, એવી કોઈ વખત નહીં ઉત્પન્ન થયેલી આ શંકા–સત્ય છે કે સ્વપ્ન, એવુ ભાન થતાં નાયક રોતા અવાજે પુછેછે કે હે વ્હાલી ? તું ક્યાં ગઈ.

૧૩/૧–૨ સર્વ જગત્ જ્યારે આનંદમાં છે તે સમયે હું એકલો રોઉંછું અને આંખ ઉઘાડી છે તે છતાં કાંઈ જોતો ( જોઈ શકતો ) નથી. ( આંખ આંસુથી ભરેલી છે ને મન ત્હારામાં છે તેથી કાંઇ દેખાતુ નથી. મનને ઇન્દ્રીઓના સંયોગ શિવાય ઇંદ્રિઓ નકામીછે. )

૧૪/૧–૨ ચારે તરફ અજાણ્યુ લાગવાથી મનુષ્ય ગભરાય ત્યારે ભુરાયુ કહેવાય છે. ભુરાયો પડેલો હું એકલો સંતાતો ભમુંછુ. દુનીઆ જુદેજ રસ્તે જાય છે. આ સર્વ થવાનુ કારણ હું એકલો પડયોછું તે છે, તે તું ક્યાં નથી જાણતી ?

## ૩૧ રસપાન અને મોહ.

ગયા કાંડમાં 'સંક્રાન્તરસ' અવસ્થા વર્ણવી કવિ નિયમાનુસાર રસપાન અને તેનાથી ઉત્પન્ન થયેલો મોહ આ કાંડમાં કાંઈક દર્શાવે છે.

તું રવિકિરણથી ઘણી કરમાઈ, સંતપ્ત થઈ અને પરસેવાથી અમુઝાઇ તેથી પાસે આવેલા કુંજવનની અંદરના તલાવમાં ન્હાવા અને તેમ કરી શરીરે ઠંડક કરવા ગઈ. ત્યાં હેં ત્હારા જેવા ઉઘાડી કાયાવાળા તીર ઉપર આવેલા કદંબની છાયા શોધી, અને ચારે પાસ બ્હીતે બ્હીતે જોઇ લમણા ઉપરથી પરસેવો લુછી નાંખ્યો. કોઇનો પગસંચાર ન માલમ પડતાં તુ નિશ્ચિંત થઇ, ને પયોધર ઉપર આવેલા સ્તનાંશુકની ગાંઠ ન છુટવાથી તોડી નાંખી, અને નીવીબંધ પણ છોડી નાંખ્યો. પ્હેરેલા વસ્ત્રની આ પ્રમાણે ગાંઠ છુટતાં તે જમિન ઉપર પડ્યુ ને ત્હારૂ શરીર–નગ્ન શરીર સર્વ વિશ્વની દૃષ્ટિએ પડ્યુ. ઝનાનામાં સ્ત્રીઓ રહે તેમ સદા વસ્ત્રમાં રહેલા ત્હારા અવયવો જે પોતાની દશા કોઇને નહોતા કહેતા, તે નૈસર્ગિક કુતૂહલ ધરી જગતની રચના રસથી જોવા મંડી ગયા. પછિ કવિ હૃદયભૂત દ્વારા તેની પત્નીના મુખ–સ્તન આદિ અવયવોનુ વર્ણન આપે છે.

પત્નીની આ અવસ્થા નાયક વાદળમાંથી જેમ ચંદ્ર પૃથ્વીઉપર જુએછે તેમ ઝાડના પાનડાંની ઘટાની અંદરથી છાનોમાનો જોતો હતો. વસ્ત્ર જેમ ખસતું ગયું અને શરીર ધીમે ધીમે દૃશ્ય થતું ગયુ અને અવયવો નજરે પડતા ગયા તેમ તેમનુ પાન તેના ચક્ષુએ કર્યું. ચક્ષુની ગતિ આગળ ચાલી ને છેવટે સ્મરતીર્થ–અદૃશ્ય ધામ ઉપર પડી, ને અણપુછ્યે અણગાછ્યે, વગર લજ્જા એ તેમાં સ્નાન કરી રમણીય મદન–સુરાનુ પાન કીધું. આવા નિરંકુશ અને વિચારહિન કાર્યનુ કારણ કવિ હૃદયભૂત દ્વારા કહેછેઃ—

" મુજ લોચન તે દિન એ
ભુલી ભાન ગયું રસકેરું કર્યું. "

આ વખતે તલાવના નિર્મળ પાણીમાં ત્હારી છબી તું જોતી હતી. તે પાણીમાં આકાશ અને પૃથ્વીનાં પ્રતિબિમ્બ પડ્યાં હતાં, તે નજરે પડતાં હેં મને જોયો અને શરમાઇ ગઇ. ત્હારૂં શરીર ઢાંકી દીધુ ને હેં પાણીમાં ઝંપલાવ્યું. તું ડુબીગઇ એ બ્હીકથી હું ત્હારી પાછળ અંદર પડ્યો, પણ તું મળી નહી. તેથી શોક પામિ મૂર્છિત થયો અને મને ડુબતો જોઈ હેં મને બચાવ્યો. પછી આપણે બન્ને ભેગાં જળક્રીડા કરી. હવે તુ મરી ગઇ તેથી [ હું મ્હોં વિકાસી બેસી રહ્યો છું.

ઉપરના રસમય વૃતાંતની અંદર લીન થયેલો ચેતનમિત્ર આ દુર્વ્ય

વસિત બીના સાંભળી ચમક્યો અને બોલી ઉઠ્યો કેઃ-

" બોલે ઓછા બોલશું ? શું નથી હું લ્હેનાર ? "

આમ કહેતાં પોતાની પત્નીનુ મૃત્યુ યાદ આવેછે અને મિત્રની અવસ્થા બરોબર સમજેછે. તેને દુઃખ વિસારવા શિખામણ આપવા જાયછે એટલામાં યાદ આવેછે કે મિત્રનો મરી ગયોછે ને ફક્ત તેનુ શબજ પડ્યુછે.

વૈરાગ્ય આવી જવાથી મિત્રની ખાખ શરીરે ચોળેછે, ને પાછો મિત્રની ઝંખનામાં પડેછે, અને મિત્રે કહેલો મંત્ર " હાય, હાય " જપેછે.

ભૂવાનો મંત્ર સાંભળી ભૂત બોલી ઉઠે તેમ 'હાય, હાય' મંત્ર સાંભળી હૃદયભૂત બોલવા લાગ્યું. ભૂત બોલ્યું નહીં ને દેખીતો તો મંત્ર સફળ ન થયો. પણ આ મૌન્ય રૂપ મર્મદારક શબ્દો અનુભવી પુરૂષો સાંભળો અને તુલના કરો એમ કવિ કહે છે. આવા કાવ્યોમાં સહૃદયતા અનુભવી જનનેજ જણાય છે. ભવભૂતિ, માલતિમાધવ, ઉત્તમરામચરિત્ર આદિ કાવ્યમાં પોતાના કાવ્યની ખરી તુલના ફક્ત મતિમાન પુરૂષો કરી શકશે એમ કહેછે, તેમ કવિ આ એમના મર્મદારક વિચાર સમજવા અનુભવી જનની આકાંક્ષા રાખેછે.

એક ગયું-એક સ્ત્રી ગઇ તો બીજી આવે છે એવા મોટા જગતમાં સાહસિક પુરૂષને વિયોગ શેનો હોય એવુ કહેતી, અંધારામાં પણ છાતી કાઢતી અભિસારિકાએ કેડ ઉપર હાથ દઇ ૩૨મા કાંડનુ ગાયન ગાયું.

૧૧ અત્રે દેહને કોમળ ખીલતી કળીની ઉપમા આપી છે. જેમ આચ્છાદન-પત્ર ( sepals ) ઉઘડી કળી ખીલે છે, તેમ વસ્ત્ર કહાડી નાંખતાં દેહરૂપી કોમળ કળી ખીલી.

મ્હોંને કમળની ઉપમા આપી છે. જેમ અબ્જની આસપાસ મધમાંખો ( ભ્રમર ) ભમે છે, તેમ મુખકમળની આસપાસ અંબોડાના છુટાવાળ પવનથી ઉડતા હતા.

$\frac{૧૨}{૧-૪}$ દૃષ્ટિમર્યાદાની અંદર વ્હાણ આવતાં જેમ સર્વ નયનો તેની તરફ ખેંચાય છે, તેમ ત્હારાં સ્તનરૂપી નાવોએ દૃષ્ટિએ પડતાંજ સર્વનાં લોચન હર્યાં.

દરેક વસ્તુ પ્રતિક્ષણે વધારે નવિનતા ધરે એ ઉત્તમતાનુ લક્ષણ છે. દૃષ્ટાંતમાં ઉત્તમ લેખકનુ પુસ્તક જેમ જેમ વધારે વાંચવામાં આવે તેમ તેમ તેમાં કાંઈ નવિન ખુબીઓ જણાઇ આવેછે.

૧૩ ને $\frac{૧૪}{૧-૨}$ સમુદ્રના તરંગ જેવી શક્તિ ધરી ત્હારૂં શરીર મનુષ્યતામનરૂપ નાવને ડગમગાવતુ.

જ્યારે ઉષાદેવી પેઠે ત્હારૂં શરીર ઉઘડતું ગયુ, ત્યારે જગત્ તેના માધુર્ય

નુ પાન કરવા મંડી ગયું.

૧૪/૪ ત્યાર પછિ સિંહકટિ દેખાઇ.

જઘનરૂપી વાડીમાં લક્ષ્મી—સૌન્દર્યરૂપી લતા પ્રકાશી રહી. સાધારણ બાગોમાં લત.સૌન્દર્ય વધારે હોયછે. તો અહિં જઘન—વાડીમાંતો સૌન્દર્યજ લતા થઈ પ્રકાશતી—ત્યારે તેના સૌન્દર્યની શીમણા ?

૧૮ અત્રે નાયકપત્નીને કીનારા ઉપર ઉગેલી લતા સાથે સરખાવેલી છે. તટ ઉપર ઉગતા વેલાંમાં રસ સ્વાભાવિક રીતે વધારેજ હોય, તેમ આ તટ ઉપર ઉગેલી લતા—નાયકપત્ની રસભરેલી અને આનંદમય દેખાતી હતી.

૨૧/૪ લજ્જામણીના વેલા (Touch me not) ને જેમ પુરૂષનો સ્પર્શ થાય અને એકદમ જાણે ચમકીને બંધ થાયછે, તેમ આ લતા શરમાઇ ગઇ અને વાંકી વળી ગઇ; શરીર સંકોચ્યુ.

૨૨—૨૩ ત્હેં પ્રફુલિત નયને મારા સામુ જોયું. અને દીઠું ન દીઠું કરી વિચારમાં તું મગ્ન થઇ. પાછુ નયન ઉઘડયુ એટલે ત્હેં પ.ણીમાં ઝંપલાવ્યું.

રૂપેરી રંગવાળા પાણીએ ત્હારી કનકવર્ણી દેહને અંદર લીધી.

૨૬ ત્હારૂં અશુભ થશે એમ શંકતો હું ઘણો હાંફ્યો પણ ઝંપ વળ્યો નહી.

૨૯/૨ મારી દેહ આથી પથ્થર જેવી જડ થઇ ગઈ અને હુબવા લાગી.

૩૦/૨ તેનો ચોટલો જે છુટો હતો તેને તેના મુખરૂપી કમળના નાળની ઉપમા આપી છે. નાળ (ચોટલો) પાણી અંદર રહે અને કમળ—મુખ પાણીની ઉપર દેખાય છે. તેથી આ ઉપમા.

૩૩ તેને—વેશને.

૩૬—૩૭ કાળ તને ઝડપી આનંદ પામતો ચાલતો થયો અને તારૂં સ્મરણ કરવાનુ જ મ્હારા નશીબમાં રહેવાથી હુ મ્હોં વિકાસી રોતો રહ્યોછું.

૪૦/૨ હવે મારૂં મૃત્યુ થતાં આ બ્હીક રહી નથી.

૪૨/૪—૩ ચેતનમિત્રને આ વચનો સાંભળી ઘણો ખેદ થાયછે અને કહે છે કે આવું ઓછુ આણી આવા ઉદ્ગાર શું કરવા કહાડેછે. શુ હું ત્હારો પ્રિયજન ત્હારાં આંસુ લુછનાર હાજર નથી ?

૪૭ મિત્રના શબની રાખોડી શરીર ઉપર ચોળતાં ચેતનમિત્ર તેને પોતાના બધા વિચાર ખુલ્લા કરવા કહેછે.

આ બધું મિત્ર તરફનો તેનો ગાઢ પ્રેમ દર્શાવેછે.

## ૩૨ અભિસારિકા.

ચેતનમિત્રને વિલાપ કરતો જોઇ

" એક ગયા પાછળ બીજુ દીસેનયનની પાસ "

એવા આ વિશાળ જગત્‌માં વિરહનો શોક શાવાસ્તે જોઇએ એમ કહેતી, કાંઇક ચેતનમિત્રના વિરહ–દુખને હસતી, અભિસારિકા પોતાની સ્થિતિના વર્ણનના મિશે જગત્‌નો ઢોંગ દર્શાવેછે.

અભિસારિકાનો ધણી ઘણો સ્નેહ રાખતો હતો ને લાડ લડાવતો હતો, તે છતાં તેના ઉપરથી તેનુ મન ઉઠી ગયુ છે, અને અન્ય ઉપર ચ્હોટયુછે. પરણેલા ધણીના ઉપરથી મન ઉઠવાનુ કારણ તે સમજી શકતિ નથી.

પરવશ થયેલુ મન, પોતાની ઇચ્છાનુસાર વિષય તરફ ભટકનારી ઇંદ્રિઓમાંની કોઈ એક પણ ઇંદ્રિયની સાથે રહી વિષય તરફ જાય છે, તો તે એક ઇંદ્રિય પણ, વાયુ જેમ ગાફેલ રહેતા ખારવાના વહાણને સમુદ્રમાં ચોતરફ ભમાવે છે, તેમજ પુરૂષની બુદ્ધિને વિક્ષેપવાળી કરીને ભમાવે છે. ત્યારે વિષયાધીન બધી ઇંદ્રિયો બુદ્ધિને વિક્ષિપ્ત કરીને ભમાવે તેમાં તો શુંજ કહેવું ?

મદનથી પ્રેરીત તે પતિને ઉંઘતો મુકી લોકલજ્જાની દરકાર ન રાખી તે પોતાના રમણ પાસે જાયછે.

સખીમંડલીમાંથી એક જણ અભિસારિકાની આ વર્તણુક જોઇ બીજીઓને ચેતાવેછે. અને સર્વને સંગતિદોષ ન લાગે એમ સાવધ રહેવા સૂચવેછે.

અભિસારિકાની દૃષ્ટિએ એટલામાં ગ્રંથ–નાયક પડે છે, તેથી પોતાના યારને ભૂલી તેને લલચાવવા ગાયન શરૂ કરે છે.

પ્રથમ અભિસારિકા જન્મ–મરણની ફીલસુફી અને ક્ષણભંગુરતા જેવી ભગવદ્ગીતામાં વર્ણવીછે તેમ વર્ણવેછે.

જન્મ પહેલાં તથા મૃત્યુ પછી સર્વ અંધકાર છે–તેમ જીવનમાં પણ અંધકાર–દુઃખ છે–કેવળ કોઇ કોઇવાર વીજળી માફક મદનનુ તેજ–સુખ ચમકી ઉઠે છે. તે સર્વનો લાભ સર્વ બુદ્ધિમાન પુરૂષે લેવો જોઇએ.

આ અન્ધકારમય જગમાં એવા પ્રસંગ થોડા આવેછે, માટે તેનો લાભ લેવા કહેછે. હૃદયભૂત–નાયકમાં શુદ્ધ સ્નેહ પ્રસરી રહ્યો. હતો, તેનામાં આ મલિન વાસનાઓ અવકાશ પામી શકી નહીં. અને તેથી જેમ કોયલના અવાજ આગળ કાગડી અવાજ બધ કરે, તેમ મદનનુ બળ સ્વતઃ શાંત પડ્યુ. ભૂતના હૃદયમાં મૃત્યુ પામેલી સતીનુ ગાન ચાલતુ હતુ અને ચેતનમિત્રના હૃદયમાં રતિના પડઘા પડતા તે જોઈ અભિસારિકાનો વંઠેલો મદન શાંત પડયો અને શુદ્રી જેવી તે બીચારી રોતી, પોતાના ભાગ્યને નિંદતી, પશ્ચાતાપ કરતી, શુદ્ધ પ્રેમને પૂજતી ઉભી.

૧–૨ આ બે લીટીઓ અભિસારિકાના પતિનો તેના ઉપર પૂર્ણ પ્રેમ હતો એ સૂચવેછે.

૩—૪—૩ અભિસારિકા આવા ધણીની બાથમાંથી સરી જઇ રાત્રે પરપુરૂષને શોધતી બહાર નીકળી. મદનની હાંકેલી પ્રેરેલી તેણે કોઇપણ વસ્તુનો ભય, તેમ લોકલજ્જા અને જનાપવાદને કુત્રા ભસતા હોય એમ ગણ્યા.

૪ તે નગ્ન શૃંગાર ધારણ કરતી, પણ ઉપરઉપરથી પોતાને પતિવ્રતા ગણાવતી અને એના હૃદયનો પાર કોઈ પામતું નહી એમ અભિમાન ધરતી.

૨ શુદ્ધ સ્નેહના ભક્તો આવા મદનના પ્રેરેલાં રવડતાં પ્રાણીઓને અસુર નીચસમ ગણી ધીક્કારેછે. સખીઓના વચન એ સ્પષ્ટ રીતે કહેછે.

૩ મદનને શરણ થયેલી આવી સ્ત્રીઓ ઘણી ભોળી સ્ત્રીઓને જો તેમના હૃદય દૃઢ ન હોય તો વિપરીત રસ્તે દોરેછે.

૪ અત્રે અભિસારિકાના હૃદયને અભ્રની સાથે સરખાવ્યુછે. અભ્ર, વાદળાના રંગ જેમ ઘડી ઘડી બદલાય છે તેમ એના હૃદયના તરંગ જુદા જુદા પુરૂષ ઉપર દોડેછે.

૧–૨ કવિએ ટીકામાં લખેલી સ્પેન્સરની લીટીઓ આ લીટીઓ બરોબર સમજાવે છે; અભિસારીકા ગયો વખત પાછો નથી આવતો માટે તેનો ફાયદો લઇ લેવા સૂચવેછે.

૩ પોતાના જીવને ઉદ્દેશી અભીસારિકા કહેછે કે જેમ દિવસભર સૂર્યનુ ખીલવ્યુ કમળ ખીલી લેછે તેમ મદનતુ ખીલવ્યુ તુ ખીલી લે અને નાયકને ઉદ્દેશી કહેછે કે હે રસિક ભ્રમર! જ્યાંસુધી મદન જાગેછે ત્યાં સુધી હું પદ્મિનીઉર ઉઘાડુંછું તેમાં તું ભરાઇ ભેટીલે.

૪ ભ્રમરો–અનેક પુરૂષોના સહવાસમાં પોતે આવેલી તેમ સૂચવે છે.

૫ બે આંખની શરમ પણ મને નથી રહી; હું પતિને ઉંઘતો છોડીને આવીછું.

૬ સિંહ હાથીના કુંભસ્થળ ભેદવામાં શૂર ગણાય છે. તેવો તું સમરના સંબંધમાં થા. ચંદ્રના રસનુ ચકોર પાન કરે છે, તેમ ચુંબનદ્વારા મ્હારા મુખરૂપી ચંદ્રનુ પાન કરવામાં તુ ચકોરથા. ( ચકોર પક્ષિ છે. અત્રે ચંચળ એ અર્થ પણ બેસેછે, પણ પ્રથમ અર્થ વધારે સારો લાગેછે. )

૭ ત્રિવિધ તાપ.

૬–૯ બુદ્ધિરૂપી સમુદ્રમાં ઉંઘ પોતાની પાછળી સુસ્વપ્નના તરંગ ચલાવેછે. મદનલહરીની શીતળતા વાયા પછી ઉંઘ આવતાં બુદ્ધિ કાર્ય કરતી બંધ થાયછે, તથાપિ કાંઈ કાંઇ આનંદદાયિ સ્વપ્ન આવ્યા જાયછે.

૧૦ ઉંઘને સમયે સર્વ ઉચ્ચ વૃત્તિઓનો ( અજ્ઞાનમાં ) લય થાયછે.

સ્વપ્ન સમયે બુદ્ધિ કાંઇ કાંઇ કાર્ય કરેછે. તે પ્રમાણે પારમાર્થિક વિષયોનુ કાંઇ જ્ઞાન થાય છે. વેદાંતમાં, જાગૃત અવસ્થામાં જેમ વિષયોનુ સંપૂર્ણ જ્ઞાન થાય છે અને સ્વપ્નસૃષ્ટિ અસત્ય ભાસે છે, તેમ સંપૂર્ણ જ્ઞાન થતાં વિષયોનુ અનિત્યત્વ સંપૂર્ણ ભાસે છે અને આ સૃષ્ટિ સ્વપ્નસૃષ્ટિ જેવીજ, અને અલ્પકાળજ સત્ય હતી એમ અનુભવાય છે. ( આ વિષય ગ્રથમાં આગળ જરા. વધારે વિવેચન કરેલો છે, માટે આટલુ અત્રે સૂચવ્યુછે. )

૧૧ જેમ મેઘથી રાત્રિમાં જે અંધકાર છવાઇ રહ્યો હોય તે ચંદ્રના પ્રકાશથી નાશ થાય છે, તેમ મદનચંદ્રથી ધર્મ વ્હેમ આદિ અંધકાર નાશ પામેછે.

૧૨ પર્વત ઉપરના અંધકારને મચ્છરદાની જોડે સરખાવવામાં સાધારણ ધર્મ–આવરણથી જનિત અંધકાર. સુતિમિર=અંધકાર.

૧૩ અભિસારિકા અત્રે પોતાને નદી સાથે સરખાવે છે. પોતાના હૃદયના ભાવને નદીના જળની ઉપમા આપે છે. તેમાં વૃત્તિઓનુ દોલન તે નદીના તરંગ વાયુ નદીને સ્પર્શી કુસુમગન્ધ–મદનનો આનંદ માનેછે, એમ અભિસારિકા ધારેછે.

૧૪ અડોઅડ કપોળ લગાડી, ચાર હસ્તની લતા રચી મદનને હીંદોળે હીંચકા ખાઇ પરમ આનંદ લેવા વિનંતિ કરેછે.

૧૫ હે રસમાં તરનાર, શરદ્ ૠતુમાં જેમ સરોવરનુ જળ શિતળ હોય છે તેવા મારા શિતળ અંગ ઉપર તું તર.

૧–૨ કૃત્રિમ ( artificial ) ચાળા કરી મન હરવા અભિસારિકા જે પ્રયત્ન કરતી હતી તે શુદ્ધ સ્નેહ જોઇ બંધ રહી ગઈ. દિવ્યગાન આગળ જેમ સાધારણ અવાજ બંધ થાય છે તેમ તેને થયું.

૫–૬ ૨૧ મા કાંડના ૨૨ મા પદમાં જે જ્યોતિમય અક્ષરતન્ત્ર રચાયેલુ વર્ણવ્યુછે, તે જોઇને અંધારામાં મૃત્યુ પામેલી સતીનુ કીર્તન તેજથી ચીતરેલું જોઇ અભિસારિકાનો મદન શાંત પાડયો.

૭ ૠષિયોના આશ્રમમાં જતાં–તેની પાસે જતાંજ વિકારો શાંત થયાનુ અનેક સંસ્કૃત પુસ્તકમાં લખેલુ છે. તેમ આપણા શુદ્ધપુરૂષ પાસે જતાં તેમના પ્રભાવની અસર ઘણાના અનુભવમાં આવેલી હોવી જોઇએ.

મગરૂર માણસ પ્રતાપિ પુરૂષ પાસે જતાં દીન બની જાય છે.

સૂર્યતેજથી તારા અદૃશ્ય થઇ જાયછે, તેમ દિવ્ય સ્નેહ આગળ મદનની સ્થિતિ નરમ થાય, એમાં શી નવાઈ, એ આ અને નીચેના પદમાં કહેલુંછે.

૮ મ્હોટી ગર્જનાઓ થાયછે, ત્યારે મસ્ત પુરૂષોની ચિત્તવૃત્તિઓ શાંત થઇ જાય છે.

મહત્તા આગળ શુદ્રતા સ્વતઃપરાભવ પામે છે.

૧૧ દેહવાળા ચેતનમિત્રપાસે હૃદયભૂત, જેનો દેહ નાશ થયોછે એવી પોતાની પત્નીનુ ભાન ધરીને, બોલતો હતો. ને દેહ જતો રહેલોછે એવા હૃદયભૂતની સત્તા, દેહ જતો રહ્યો હોય એવા ( મૃત્યુ પામવાની તૈયારીમાં આવેલા ) ચેતનમિત્રમાં શોક ઉત્પન્ન કરેછે.

## ૩૩ પક્ષધાત.

હૃદયભૂત પત્નીને સંબોધી કહેછે કે જગત્માં રૂપ અને ગુણ છુટાં છુટાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે, પરંતુ તે બન્નેનુ મીલનતો ત્હારામાંજ હતુ. હૃદયભૂતનો પોતાની પત્ની ઉપર સ્વાભાવિક પક્ષપાત છે. જે જે તેનામાં છે તે સર્વ સારૂંજ છે એમ કલ્પે છે. પોતાની પત્ની અંદર જે જે ખોડો લોકો કહાડતા હતા તે એને તો સર્વ ગુણસમ ભાસતી. પોતાની સર્વ મનવાંછના પત્નીમાં હોવાને લીધે તેને જગત્ સ્વર્ગનુ સુખ આપતુ.

" Love is heaven " ||——>

૪ સ્નેહ દોષોને ઢાંકી ગુણરૂપે દર્શાવેછે.

૬ ત્હારા ગુણુ જોઇ હું ત્હારા ઉપર મોહ્યો હતો અને એવી ઉત્તમ રતિ (સ્નેહ) તો આપણીજ હતી.

૯ મદન આગળ સર્વ કોઈ નિર્બળ છે પણ તેનુ મારી આગળ કાંઇ ચાલતુ નહીં. તે તારી ઓથે રહી મને જીતી શક્યો–હૃદયભૂત મદનનુ બળ કબુલ નથી કરતું, પણ જેને શરણે રહી પોતાને જીતી શક્યો તેનો પ્રભાવ વખાણેછે.

## ૩૪ મદન; નિર્વેદ.

આ કાંડમાં મદનને પક્ષિની ઉપમા આપી છે. નાયક ( હૃદયભૂત ) મદનને કહે છે કે ત્હેં મારી પત્નીને જતી રહેતાં રોકી નહીં ને એની આગળ ત્હારૂ કાંઇ ચાલ્યુ નહી; માટે હવે હે પક્ષિ ! તુ ઉડીજા. ત્હને અહીં રહેવું ઘટતું નથી. હુંતો શૂન્ય હૃદયનો છું અને ત્હારી આશ્રયદાતા તો ઉડી ગઇ. હું પણ તેની પાછળ જવાનો છું, ત્હારે કાંઇ સંદેશો કહાવવાનો હોય તો કહે. તું આ પૃથ્વી ઉપર દમ્પતિ યુગલોમાં ફર્યા કરજે અને નવા નવા આનંદ ધરજે; એ આનંદમાં કોઇ દિવસ અમે ત્હને સાંભરીશું તો શોક થશે.

દુનીઆના રીવાજ મુજબ આ બધુ તું ભૂલી જઇશ અને નવો ભવ શરૂ થયે જૂનાંનો શોક જતો રહેશે. ખરા સ્નેહની રીતિ તો વીપરિત હોય છે. મદન એ સામાન્ય જગત્નુ લક્ષણ છે; રતિ ઉચ્ચ જનોમાંજ વસે છે. મદન જગત્માં ભમ્યા કરેછે અને મનના ભ્રમણ સાથે ભમ્યા કરે છે.

પાછલા પદોનો ભાવાર્થ કવિએ પુસ્તકમાં આપેલો છે. મદનને કહેછે કે સર્વ સ્થળે તો શુદ્ધ રતિ ઉત્પન્ન થવી અશક્ય છે. પરંતુ કેટલાકમાં તો પશુ વૃત્તિ જનિત પ્રેમ કરતાં ઉચ્ચ માનસિક સ્નેહ ઉત્પન્ન કરાવજે. પ્રથમ અજાણે ઉચ્ચસ્નેહથી અજ્ઞાન જનોમાં કામ ઉત્પન્ન થાય છે અને પતિપત્ની એક બીજા સાથે શારીરિક રમતમાં આનંદ લેછે. કાળે કરી આ ક્ષુદ્ર સંબંધ ઓછો થતાં સ્થાયિ હૃદયનો પ્રેમ ઉદ્ભવે છે. તેમાં પ્રથમની તૃષ્ણા રહેતી નથી એટલે સાત્વિક રતિની ઉત્પત્તિ થાય છે. આવું પરિણામ થવાથીજ સુ-જનના હૃદયમાં પણ મદનને સ્થાન મળેછે.

પુરાણમાં આખ્યાયિકા છે કે પાર્વતિ શિવનુ મન હરવા ગયાં અને મ-દને પોતાનાં બાણ શિવ ઉપર ફેંકયાં. શિવ તપશ્ચર્યા કરતા હતા તેમને આ-થી ક્રોધ ઉત્પન્ન થયો અને શ્રાપ આપી મદનને બાળી મુક્યો. રતિના રોવાથી દગ્ધ મદન સજીવ થયો અને દેવ ગણાયો. આ આખ્યાયિકાનો ઉપયોગ કવિએ આ કાંડનો વિષય સમજાવવા કર્યો છે. મદનને રતિપતિ હોવાને લીધે જગત્માં ઉચ્ચસ્થાન મળ્યુછે. અને લગ્ન સંબંધ પવિત્ર ગણાયોછે.

૧ સ્મરને પોતાની પત્ની લાડ લડાવતી હતી. પક્ષીને પાળનાર એની દરકાર કર્યા વગર જતી રહી માટે પાળનારનુ મૃત્યુ થયે તેને ઉડી જવું જોઇએ.

૪ કામદેવની પોતાના ઉપર શક્તિ પોતાની પત્નીને લીધેજ હતી તે ગયા કાંડમાં કહ્યું છે. હવે તે નષ્ટ થયે પાછા કામદેવના હાથ નીચા થયા.

૫ **गतंनशोचामि** એ વાક્યની અમુલ્યતા અત્રે સૂચવી છે. મરનાર પાછળ શોકમાં કાંઇ અર્થ નથી ને તેને વિસારવામાંજ ડહાપણ છે.

૮ જગત્માં એક પત્ની મૃત્યુ પામે નવો સંસાર માંડનારના અશ્રુનાં એકદમ કેવાં સુકાઈ જાયછે અને જુનુ સર્વ ભુલી જાયછે તે સર્વ કોઇને વિદિત છે.

૧૪ 'સકામ' રતિને અંતે 'નિષ્કામ' રતિની ઉત્પત્તિ થાય છે. તેથી પુરાણોમાં કામને રતિનો પતિ=પાલક એમ કહ્યો છે, એમ કર્તા પોતાની નો-ટમાં કહે છે. રતિ-શુદ્ધદેવી-નો પતિ થવાથી કામ સુર વર્ગમાં લેખાયો.

શિવના ક્રોધના આવેશમાં શ્રાપ દીધા પછી એમની ઇચ્છાનુસાર નિ-ર્માણ થયા પ્રમાણે, રતિ દેવીના આક્રંદે, કામ પુનર્ભૂ થઇ શક્યો એમ કહે-વાય છે.

(૧૫-૧૬) આ રીતનુ અમરપણું મળવાથી તું ચિરંજીવી થઇ સર્વદા ર-તિના ચરણ સેવી જગતમાં ત્હારો જય થશે અને રતિની સાથે ત્હારો સં-બંધ હોવાથી તું બળવાન ગણાઇશ. (એકલો મદન જ્ઞાનયુક્ત હૃદય ઉપર શક્તિ

ધરાવી શકતો નથી.) કવિના કહેવા પ્રમાણે જે લોક રતિયુક્ત મદનને પ્રવેશ કરવા દેશે તે સુખ પામશે, પરંતુ મદનમાંજ મગ્ન રહેશે તે પશુ જેવી અવસ્થા ભોગવશે.

### ૩૫. દીનતા—મદન સંબંધ.

હૃદયભૂત મદનને હવે છેલ્લી સલામ કરે છે. પતિ અથવા પત્નીના મૃત્યુ પછી હૃદયમાં મદનને સ્થાન નથી. એ સ્નેહી દ્વંદ હોય ત્યાં સુધીજ મદન સાથે સંબંધ છે. ભૂત મદનને કહેછે કે વિધાતા રૂઠયો, અને મ્હારી પત્ની મૃત્યુ પામી તે સાથેજ આપણું પણ અન્નજળ ઉઠી ગયું અને આપણો સંબંધ ત્રુટયો. (આપણામાં કહેવાયછે કે સંબંધ અન્નજળ ઉપર આધાર રાખે છે.) વિધાતાની ગતિ કળાય એવી નથી એ જોઈ હું ઘણીવાર રૂદન કરૂંછું. રોવાનુ મ્હને હવે નવાઇ જેવું રહ્યુ નથી. રૂદનથી મારા હૃદયમાં શોક થતો નથી. (એક અંગ્રેજી કવિ કહે છે "There is nothing so sweet as despair") પાછલા અને તેના પહેલાના કાંડમાં કવિએ દર્શાવ્યુ કે નાયિકા મદનની પાંખો પંપાળતી હતી. હવે તે ગઇ એટલે મદનને લાડલડાવનાર કોઇ રહ્યું નહીં. પત્નીના મૃત્યુ પછી સ્નેહથી પ્રેરાયલા ઉરમાં મદનને લાડ લડાવવાની શક્તિ રહેતી નથી. એકના મરણ પછી અર્ધ રહેલું જીવતાં છતાં મર્યા જેવુંજ છે, કારણ ઉલ્લાસ, આનંદ આદિ નષ્ટ થયેલા હોયછે. હૃદય પણ શૂન્ય થાયછે. પછી મદનને સ્થાન રહેતુ નથી. કારણ મદનની સેવા શરીરની છે. શરીર નષ્ટ થયે મદન સંબંધ સંભવિત નથી. કામ તે સ્નેહનું સંભારણું છે. (જુઓ કવિની ટીકા). એ સંભારણાને હયાત રહેવાનુ કહી ભૂત મરવા નિશ્ચય કરે છે. આ નિશ્ચય સાંભળતાં પાસે ઉભેલા ચેતનમિત્રે માથે હાથ પછાડયો. આનો ધ્વનિ સાંભળી હૃદયભૂત વળી વધારે ખીલ્યું. મિત્રનું દુઃખ સાંભળતાં, તેનો નાશ શુણતાં મિત્ર અત્યંત દુઃખી થાય છે. આ સ્નેહવૃત્તિ જોઇ દુઃખી મિત્રનુ હૃદય વધારે વધારે ખુલેછે અને એક જાતનો અવર્ણનીય ઉલ્લાસ ઉપજેછે.

ચેતનમિત્રના નિઃશ્વાસથી હૃદયભૂતને શી ઉર્મીઓ આવતી હતી ને શું શું થતું હતું તે સામાન્ય જોનાર સમજી શકશે નહીં. અનુભવીજ એ ખ્યાલ કરી શકશે. હૃદયભૂત કરૂણારસમાં મગ્ન હતું પરંતુ નવાં નવાં રૂપ ધરતું હતુ. આ રીતે એકલુ અકળાતુ હૃદયભૂત ચેતનમિત્ર મળવાથી બેકલું થયું અને ઉભરા ક્હાડવા મંડયુ.

દુઃખી મનુષ્યને મિત્રના દુઃખમાં ભાગ લેવાથી શો આનંદ થાયછે તે સામાન્ય પુરૂષ સમજતા નથી.

૨ હજુ તને તો રડવુ નવું છે. મ્હારી વ્હાલી તને નચાવતી અને વ્હાલ કરતી હતી (અને તે દ્વારા સ્નેહ ઉત્પન્ન કરતી હતી) પણ તે તો ગઇ એટલે તેના વગર એકલો કામ કાંઇ કરી શકવાનો નથી. અનંગનુ કારણરૂપ પ્રિયા ગઇ એટલે તે હવે નકામાં ફાંફાં મારેછે.

૩ કામને સ્નેહનુ સંભારણુ કલ્પ્યો છે માટે વ્હાલથી નવી સૃષ્ટિ માંડી અન્ય સ્થળે સુખ ભોગવવા ભૂત તેને કહેછે.

૪ પત્ની મૃત્યુ પામ્યાથી પોતાનામાં ક્રીડા રમવાની હોંશ નષ્ટ થઇછે.

૧૦ ચેતનમિત્રના શોકથી હૃદયભૂતની સ્થિતિ ઘડી ઘડી બદલાતી.

૧૧–૧૨ જગત્ અંધ નિશા સમ છે. મનુષ્ય તેમાં એકલો અકળાયા કરે છે.

દુ:ખમાં સહભાગી થઇ મિત્રજ તેના હૃદયમાં કાંઇક ઉલ્લાસ લાવે છે. મિત્ર કોણ એ પ્રશ્નનો અત્રે જવાબ મળે છે. આ સર્વ દશા સમજી તેમાં અનુકંપા ધરે તેજ મિત્ર. મિત્રમાં બે લક્ષણ જોઇએ. પ્રથમ હૃદય સમજવાની શકિત અને બીજી સહૃદયત્વ–મૃદુતા–પ્રેમસહ મૃદુતા. આવું થવાને અનુભવનીં ઘણી જરૂર છે. (પતિની દશા સમજવાની સ્ત્રીમાં શકિત ના હોય તો પતિ પત્ની વચ્ચે મૈત્રી થઈ ન શકે.)

૧૩ ઉપર વર્ણવેલી શકિત અથ૰, અનુભવ શિવાયના સર્વ જગત્માં બ્હેરા જેવા છે. આ સમજનાર પાસે હૃદયભૂત રમેછે.

આ કાવ્ય ( સ્નેહમુદ્રા ) હૃદયવાળા અથવા અનુભવવાળાજ સમજશે, અન્ય આગળ 'ભેંશ આગળ ભાગવત' જેવું થશે. સહૃદય અને અનુભવી આવા કાવ્યના અધિકારી છે એમ કવિ પુનઃ પુનઃ સૂચવેછે.

## ૩૬ વિપન્ન–સંસાર.

૨૪ મા કાંડ નીચે ટીકામાં કવિએ કહ્યુંછે કે પ્રસંગાનુસાર મિત્ર પત્નીની આશપાશ હભેલી સાહેલીઓ–"સખીમંડળી" પોતાના ઉભરા કહાડે છે. ગયા કાંડમાં વર્ણવેલી સ્થીતિ જોઇ સખી મંડલીને આશ્ચર્ય લાગેછે. એ કનીએક વસ્તુ ભિન્ન ભિન્ન વસ્તુ ઉપર કેવી કેવી જુદી તરેહની અસર કરે છે તે અત્રે વર્ણવ્યુછે.

The Poet cannot philosophise and draw general truths except through such means (as introducing સખિમંડળી); whenever he feels it incumbent upon him to do so he does so by bringing in these; and he thus keeps the thread of the narrative, as well as makes himself useful to the world.

૧ રોનાર કોઈ કોઇ કારણે રૂદન કર્યાં કરે છે. એકવાર રોવાયલુ ફ્-રીથી રૂએ છે.

૨-૩-૪ રવિ, સંધ્યા અને રાત્રિ, કોઈ વનસ્પતિને ફાલી ફુલાવેછે, થાક્યાને શાંતિ આપે છે અને વિશ્વને નિંદ્રામાં ઢાંકે છે. તેમજ વળી કોઇ વનસ્પતિને કરમાવી બાળી નાખે છે, ચક્રવાકીને આખી રાત વિયોગથી રોવ રાવે છે; અને વિરહીને ઉજાગરો કરાવે છે. ( ત્રણે અનુક્રમે રવિ સંધ્યા અને રાત્રિ સાથે લેવા.)

૫ જગત્માં મોટા તથા ન્હાના પ્રાણીઓ આશામાં ઉડી પોતાના ગજા પ્રમાણે સાધન મેળવી સાધ્ય સાધેછે. તથાપિ એ સર્વની સ્થિતિ અને ક્ષય તો નિરાશા યુક્ત જડ વિશ્વમાંજછે.

૬ ભર્તૃહરીએ કાળને બાજી રમતાં વર્ણવ્યોછે ને તેના હાથમાં દિન અને રાત્રિ એ બે પાસા આપ્યા છે. આવા કાળ અને આવી પૃથ્વીમાં રતિનાં કિશોર જોડાં આંખે અભેદનો પાટો બાંધી (ભિન્ન ભાવ તજી દઇ, બન્ને એક સ્વરૂપ બની જાઇ) રતિમાંજ રમણ કર્યાં કરે છે, રતિમય જીવન અનુભવેછે.

## ૩૭ રતિસુરત.

Homœopathyની દવા માફક એક ઝેરથી બીજા ઝેરનો નાશ થયો. વિરહવિષ પ્રકાશ પામતાં સ્મરવિષનો લય થયો. આ કાંડમાં ચેતનમિત્રની પત્નીની દશા આવેછે. પ્રથમ તેનુ હૃદય પથિકહૃદય સાથે રતિમાં આનંદમય હતું. એક ભૂત બીજા ભૂત સાથે રમતુ હતું. ચેતનમિત્રને જોતાં આ સુરતમાંથી પાછુ હઠી નદીના બે ભાગ પડે તેમ ઉર બે ભાગે વ્હેંચાઇ કાંઇ નવો રંગ ધરી રહ્યું. પછી ત્રણે જણનો યોગ થયો. ( આવુ કાંઇ સરસ્વતિચંદ્રના ત્રીજા ભાગમાં છે.)

(કુમુદસુંદરી પુછેછે કે " તમે શોક કેમ તરો છો ? બ્રહ્મને કેમ પામો છો ? આપણું અદ્વૈત છે તો તમારી મ્હારી અવસ્થાનુ અદ્વૈત કરો, મને શોકમાંથી તારો, મને આત્મરૂપ પ્રાપ્ત કરો.

ચંદ્રકાંત પણ આ સ્વપ્નમાં આવ્યો. "પ્રિય મિત્ર ! તમે બે એક, તો હું કાંઇ જુદો નથી ! ચાલો त्रयाणामद्वैतं સાધો.")

મદનથી પતિ પત્નીનુ સુરત સર્વ કોઇની જાણમાં છે પરંતુ આવી રીતનુ ત્રણ જણનુ તો રતિના પ્રતાપેજ શક્ય છે. ભગવાન શ્રીકૃષ્ણની ગોપીઓ સાથે રાસલીલા તે આવી રીતની રતિનુ પરિણામ—ભ્રષ્ટ મનના લોકોના ધારણા પ્રમાણે મદનનુ નહીં. ચાટલામાં જેમ દિવાનુ બિમ્બ શુદ્ધ દીપે છે, તેમ ઉપર પ્રમાણે હૃદયભૂતના અક્ષરચિત્રમાં રતિ દીપી રહી.

૨ રતિદીપમાં મદન એ ધૂમ જેવો છે. વિરહના શોક રૂપી ચીમની આવવાથી ધૂમ બંધ થયો, એટલે શુદ્ધ સ્નેહ વિકાસ્યો.

( ૩ ) તત્સહ શોકે પણ રમણીય ચળકાટ ધર્યો. શોક પણ રમણીય છે. મૃત્યુ પામેલા મિત્રના શોકમાં મન વિચિત્ર આનંદ લેછે. શોકને રમણીય રૂપ દર્શાવતો જોઇ જોનારના મનમાં દુ:ખમય આનંદ ઉત્પન્ન થતો. જેમ જેમ મન શુદ્ધ થતું થાયછે, તેમ તેમ કરૂણરસમાં આનંદ વધતો જાયછે, એ જરા ધ્યાનમાં રાખવા લાયક છે.

૬ માળામાં જેમ વચ્ચે મોતી હોય તેમ આ સર્વ મંડળની વચ્ચે શબરૂપે સુંદરી પડી હતી.

૯–૧૦ ચેતનમિત્રની પત્નીએ એક હાથે પથિક હૃદય સાથે બાથ ભીડી અને બીજે હાથે પતિ સાથે ભીડી. ચેતનમિત્ર પણ તેમજ હૃદયભૂતમાં લીન થયો હતો તેથી એ બે ભૂત જે એક એક સાથે જોડાયલા હતા તે ત્રણે જણ જોડાયા.

૧૧ રતિના પ્રતાપે આવા ત્રિતય–સુરત ભોગવનારને કવિ ધન્યવાદ આપેછે.

૧૪ " અવનિપરથી નભચ્હડે વારી પડે પાછુ ત્યાંને ત્યાં "

Saraswatichandra Pt. I.

સમુદ્રમાંથી જળ આકાશે ચ્હડી પાછું વર્ષારૂપે પૃથ્વી ઉપર આવી નદી આદિ દ્વારાએ પાછુ સમુદ્રમાં જાયછે. તેવોજ કાંઇ નિર્મળ રતિનો હૃદયોમાં પ્રવાહછે.

૧૫ શરદ્‌માં ચંદ્ર આધિક શોભા આપે છે.

" આસોમાસે શરદ પુનમની રાતજો "

પથિકના હૃદયમાં શરદ ચંદ્રની માફક રતિ પ્રકાશતી.

## ૩૮ હૃદયદંશ.

આ કાંડમાં પ્રિયાના મૃત્યુથી થતો શોક વર્ણવ્યો છે. પત્ની ગઇ ને હૃદયભૂત એકલો રહ્યો તેથી સર્વ ભોગ અપ્રિય થઈ પડયો અને વૈરાગ્ય પ્રિય થયું. જગત્ શૂન્ય ભાસતાં જીવ ૫ટકયો તથાપિ શરીરમાં રહ્યો. આંખ મિચતાં પત્નીભ્રમણા રૂપ આકૃતિ સામિ ખડી થતી અને તેથી પોતાના પ્રાણ ન ગયેલા હોવાને લીધે શરમ આવતી. પત્ની પાછળ પોતે પ્રાણ ત્યાગ નથી કર્યા તે કૃતઘ્નતા ભાસતી.

( ૧ ) પત્નીમાંજ લય થઇ રહ્યો હતો તેથી મનને વિશ્રામસ્થાન તે હતી.

( ૨ ) તું ગઇ તો ગઈ પણ તને મારા હૃદયમાં રાખતી ગઇ અને ત્હારા હૃદયમાં મને રાખતી ગઇ.

( ૪ ) તું ગઇ પણ મ્હારા દુષ્ટ પ્રાણ ન ગયા એ કાંટો મનમાં ખુંચ્યા કરેછે.

( ૫) ત્હારા મૃત્યુથી મ્હારા જીવને જગતમાં હવે કોઈ રાખનાર નથી. પણ તે જુદા જતા નથી. ( જુદા કહેવાનુ કારણ કે પત્નીને સવાસલાં કરતાં એમ એને કહ્યું. હશે કે ત્હારા મૃત્યુ પછીતો હું જીવીજ ન શકું. )

૬-૭-૪ આ દેહ હજુ મ્હેં ધારી રાખ્યાછે, તેથી હું ત્હારા સામું જોઇ શકતો વથી. ( શરમને લીધે. )

૮ ત્હારૂં સુંદર મનહર રમવું મ્હારી સ્મૃતિમાં ઘોળાયા કરે છે. અને તરવારની ધાર માફક ઉરમર્મને ભેદેછે. ફક્ત અસિધારથી લોહી નીકળે તે અત્રે નીકળતું નથી.

( ૯ ) હે સર્વાંગિ! ત્હારી રમ્ય લસિત અને રતિ વહેનારી ચેષ્ટાના આનંદમાં હું સુતો હતો ત્યારે જગત્ રતિથી ભરપૂર લાગતું હતું. તે ત્હારો દેહ જતાં મ્હારા મનમાં અનેક વિકારો ઉત્પન્ન કરે છે. એ વિકારોજ હવે ત્હારી મૂર્તિના દર્શનદાતા રહ્યા છે. એમને વડેજ ત્હારી મૂર્તિનાં દર્શન મ્હને થાય છે.

## ૩૯ ચિત્તભ્રમ.

ભૂતની ગયા કાંડમાં વર્ણવેલી વાણી સાંભળી–સખિમંડળી, ચેતનમિત્ર આદિ શ્રોતાજન વધારે સાંભળવા આતુર થયાં. ઉરભૂત–હૃદયભૂતે પણ આ પ્રમાણે ઉત્તેજન મળવાથી પોતાના ઉભરા વધારે કહાડવા માંડ્યા.

પ્રિયાને તે પોતાનામાં વિકાર જાગવાનુ કારણ પુછેછે. તે પ્રિયાની વાણી સાંભળી આવેશમાં આવી જાય છે, પણ જ્યારે તેને બોલાવેછે ત્યારે તેના જવાબમાં ફક્ત પોતાના શબ્દના પડઘા સાંભળેછે.

૨–૩–૪ જે વિકારો આજ સુધી મનમાં સંતાડ્યા હતા તે અચાનક સર્વ મર્યાદા તજી વિવિધ જાતની ક્રિયા કરવા મંડી ગયા. હે સખિ! મારા હૃદયમાં શો મંત્ર મુકી ત્હેં મને મૂઢ બનાવી દીધો છે?

૪ મ્હારૂં હૃદય શૂન્ય થઇ ત્હારામાંજ લય પામી એકચિત્તથી આ સર્વ અક્ષરમય લેખ લખેછે; તે સમે વળી ત્હારી ઉલ્લાસભરી સંસ્તુત (પ્રસિદ્ધ) વાણી મ્હારાથી સંભળાયછે. તે વાણીને ઘટતો ઉત્તર ગોઠવી ઉત્તર દઉંછું, પરંતુ પ્રત્યુત્તર તો મ્હારા ધ્વનિથી ઉરમાં થતા પ્રતિધ્વનિ શિવાય બીજો કોઇ હેતુ નથી. ( જે વાણી સંભળાયછે, તે ભૂતના ધ્વનિનો પોતાનાંમાંજ ઉઠતો પ્રતિધ્વનિ છે.)

૨ રતિદીપમાં મદન એ ધૂમ જેવો છે. વિરહના શોક રૂપી ચીમની આવવાથી ધૂમ બંધ થયો, એટલે શુદ્ધ સ્નેહ વિકાશ્યો.

( ૩ ) તત્સહ શોકે પણ રમણીય ચળકાટ ધર્યો. શોક પણ રમણીય છે. મૃત્યુ પામેલા મિત્રના શોકમાં મન વિચિત્ર આનંદ લેછે. શોકને રમણીય રૂપ દર્શાવતો જોઇ જોનારના મનમાં દુઃખમય આનંદ ઉત્પન્ન થતો. જેમ જેમ મન શુદ્ધ થતું થાયછે, તેમ તેમ કરૂણરસમાં આનંદ વધતો જાયછે, એ જરા ધ્યાનમાં રાખવા લાયક છે.

૬ માળામાં જેમ વચ્ચે મોતી હોય તેમ આ સર્વ મંડળની વચ્ચે શબરૂપે સુંદરી પડી હતી.

૯–૧૦ ચેતનમિત્રની પત્નીએ એક હાથે પથિક હૃદય સાથે બાથ ભીડી અને બીજે હાથે પતિ સાથે ભીડી. ચેતનમિત્ર પણ તેમજ હૃદયભૂતમાં લીન થયો હતો તેથી એ બે ભૂત જે એક એક સાથે જોડાયલા હતા તે ત્રણે જણ જોડાયા.

૧૧ રતિના પ્રતાપે આવા ત્રિતય–સુરત ભોગવનારને કવિ ધન્યવાદ આપેછે.

૧૪ " અવનિપરથી નભચ્હડે વારી પડે પાછું ત્યાંને ત્યાં "

Saraswatichandra Pt. I.

સમુદ્રમાંથી જળ આકાશે ચ્હડી પાછું વર્ષારૂપે પૃથ્વી ઉપર આવી નદી આદિ દ્વારાએ પાછું સમુદ્રમાં જાયછે. તેવોજ કાંઇ નિર્મળ રતિનો હૃદયોમાં પ્રવાહછે.

૧૫ શરદ્‌માં ચંદ્ર આધિક શોભા આપે છે.

" આસોમાસે શરદ પુનમની રાતજો "

પથિકના હૃદયમાં શરદ ચંદ્રની માફક રતિ પ્રકાશતી.

### ૩૮ હૃદયદંશ.

આ કાંડમાં પ્રિયાના મૃત્યુથી થતો શોક વર્ણવ્યો છે. પત્ની ગઇ ને હૃદયભૂત એકલો રહ્યો તેથી સર્વ ભોગ અપ્રિય થઈ પડ્યો અને વૈરાગ્ય પ્રિય થયું. જગત્ શૂન્ય ભાસતાં જીવ પટકયો તથાપિ શરીરમાં રહ્યો. આંખ મિચતાં પત્નીભ્રમણા રૂપ આકૃતિ સામિ ખડી થતી અને તેથી પોતાના પ્રાણ ન ગયેલા હોવાને લીધે શરમ આવતી. પત્ની પાછળ પોતે પ્રાણ ત્યાગ નથી કર્યા તે કૃતઘ્નતા ભાસતી.

( ૧ ) પત્નીમાંજ લય થઇ રહ્યો હતો તેથી મનને વિશ્રામસ્થાન તે હતી.

( ૨ ) તું ગઇ તો ગઈ પણ તને મારા હૃદયમાં રાખતી ગઇ અને ત્હારા હૃદયમાં મને રાખતી ગઇ.

( ૪ ) તું ગઇ પણ મ્હારા દુષ્ટ પ્રાણ ન ગયા એ કાંટો મનમાં ખુંચ્યા કરેછે.

( ૫) ત્હારા મૃત્યુથી મ્હારા જીવને જગત્માં હવે કોઈ રાખનાર નથી. પણ તે જુદા જતા નથી. ( જુદા કહેવાનુ કારણ કે પત્નીને સવાસંલાં કરતાં એમ એને કહ્યું હશે કે ત્હારા મૃત્યુ પછીતો હું જીવીજ ન શકું. )

૬-૭-૪ આ દેહ હજુ મ્હેં ધારી રાખ્યોછે, તેથી હું ત્હારા સામું જોઇ શકતો વથી. ( શરમને લીધે. )

૮ ત્હારૂ સુંદર મનહર રમવું મ્હારી સ્મૃતિમાં ઘોળાયા કરે છે. અને તરવારની ધાર માફક ઉરમર્મને ભેદેછે. ફક્ત અસિધારથી લોહી નીકળે તે અત્રે નીકળતું નથી.

( ૯ ) હે સર્વાંગિ! ત્હારી રમ્ય લસિત અને રતિ વહેનારી ચેષ્ટાના આનંદમાં હું સુતો હતો ત્યારે જગત્ રતિથી ભરપૂર લાગતું હતું. તે ત્હારો દેહ જતાં મ્હારા મનમાં અનેક વિકારો ઉત્પન્ન કરે છે. એ વિકારોજ હવે ત્હારી મૂર્તિના દર્શનદાતા રહ્યા છે. એમને વડેજ ત્હારી મૂર્તિનાં દર્શન મ્હને થાય છે.

### ૩૯ ચિત્તભ્રમ.

ભૂતની ગયા કાંડમાં વર્ણવેલી વાણી સાંભળી–સખિમંડળી, ચેતનમિત્ર આદિ શ્રોતાજન વધારે સાંભળવા આતુર થયાં. ઉરભૂત–હૃદયભૂતે પણ આ પ્રમાણે ઉત્તેજન મળવાથી પોતાના ઉભરા વધારે કહાડવા માંડ્યા.

પ્રિયાને તે પોતાનામાં વિકાર જાગવાનુ કારણ પુછેછે. તે પ્રિયાની વાણી સાંભળી આવેશમાં આવી જાય છે, પણ જ્યારે તેને બોલાવેછે ત્યારે તેના જવાબમાં ફક્ત પોતાના શબ્દના પડધા સાંભળેછે.

૨–૩–૪ જે વિકારો આજ સુધી મનમાં સંતાડ્યા હતા તે અચાનક સર્વ મર્યાદા સજી વિવિધ જાતની ક્રિયા કરવા મંડી ગયા. હે સખિ! મારા હૃદયમાં શો મંત્ર મુકી ત્હેં મને મૂઢ બનાવી દીધો છે?

૪ મ્હારૂ હૃદય શૂન્ય થઈ ત્હારામાંજ લય પામી એકચિત્તથી આ સર્વ અક્ષરમય લેખ લખેછે; તે સમે વળી ત્હારી ઉલ્લાસભરી સંસ્કૃત ( પ્રસિદ્ધ) વાણી મ્હારાથી સંભળાયછે. તે વાણીને ઘટતો ઉત્તર ગોઠવી ઉત્તર દઉંછું, પરંતુ પ્રત્યુત્તર તો મ્હારા ધ્વનિથી ઉરમાં થતા પ્રતિધ્વનિ શિવાય બીજો કોઇ હેતુ નથી. ( જે વાણી સંભળાયછે, તે ભૂતના ધ્વનિનો પોતાનામાંજ ઉઠતો પ્રતિધ્વનિ છે.)

## ૪૦ સ્વરપ્રભાવ.

સ્નેહીજન ઉપર સ્વાભાવિક પક્ષપાત હોય-સ્નેહીની વાણીમાં પણ કાંઈક અલૌકિક શક્તિ હોય, તે શક્તિનુ આ કાંડમાં વર્ણન છે.

આ કાંડમાં પ્રથમ યુદ્ધનુ વર્ણનછે. તેમાં નાયક ઘવાઈમૂર્છિત થયો હતો, તે જોઇ નાયકપત્નિ શસ્ત્ર ખેંચી રણમાં પડી. તેના ઉપર એક અધમ શત્રુએ પાછળથી ઘા ઉગામ્યો-તે છટકી ગઈ પણ પતિને પોતાને બચાવવા બૂમ પાડી મૂર્છિત થઇ-કોઈ પણ અવાજથી નહી જાગેલો પતિ એકદમ જાગ્યો ને પત્નીને આશ્વાસન આપી તે અધમ શત્રુને મારી રણમાં જીત્યો.

૧ ત્હારી વાણીના પ્રભાવની તૂલના થાય તેમ નથી.

૨ મ્હાઇશૂર જોઇ આપણા શૂર લડવઇઆ ઘણા વકર્યા અને રણમાં ખુબ ઘુમ્યા; વાદિત્ર પણ તે કાળે બહુ વાગી રહ્યાં હતાં, અને વીરહાક પડી રહી હતી.

૪ મ્હારી આ દશા સાંભળી તુ શસ્ત્ર સજી રણમાં ધાઈ આવી અને જ્યાં લ્હડાઈ ઘણી જામી રહી હતી ત્યાં તરવાર ખેંચી આવી ઘુમી.

૭-૮ એ શબ્દો કોણ જાણે શી રીતે મ્હારા કાન ભેદી ચિત્તમાં પેઠા, અને હું સફાળો જાગી ઉઠયો અને ફાટેલી આંખે ત્હારા રક્ષણાર્થે હું આવી પહોચ્યો.

૧૦ આવા પ્રભાવ વાળી ત્હારી મધુર વાણી સંભારી સભારી હું રહુછું.

૧૧ એ વાણીના ભણકારા હજુ હું અનુભવુછું. અને તેથી હજુ હું ચમકુંછું, પણ ત્હને જોવા પામતો નથી.

## ૪૧ ચક્ષુપ્રભાવ, તારામૈત્રક, નિર્લજ્જતા.

આ કાંડ ઘણો સ્હેલોછે. પરંતુ રસથી ભરપૂરછે. શૃંગાર, મુગ્ધ-શૃંગાર પ્રાધાન્યછે. પ્રથમથી વિવાહ મેળવેલો હોય અને પછિ ઉમર યોગ્ય થતાં વરવધુનુ પ્રથમ દર્શન થયે ચક્ષુદ્વારા એક બીજાનો થતો સંબંધ અને તેથી થતું હૃદયનુ લગ્ન એ ઘણાએ અનુભવ્યુ હશે-ચક્ષુ નિર્લજ્જ થઈ સર્વની પ્રત્યક્ષ તારામૈત્રક રચેછે. સૌભાગ્યદેવી અને બુદ્ધિધનનુ તારામૈત્રક સરસ્વતિચંદ્રમાં વર્ણવ્યુછે.

આ કાંડમાં આ બનાવનો પ્રસંગ વર્ણવ્યોછે. પ્રીતિનાં બીજ રોપાયાં હતાં પણ તેનો વિનિમય થયો ન્હોતો. શૌર્ય મદના નિશાને લીધે સર્વ લઢાઈ શિવાય અન્ય કાંઈ જોઇ ન્હોતા શકતા. તેવા અંધ થયેલા લોકો આપણુ તારામૈત્રક જોઇ ન શકયા. હું બીજા કોઇને ન્હોતો જોતો તે મ્હારા સામી ત્હને એકટશે જોતી જોઈ-ચક્ષુદ્વારા આપણુ પ્રથમ સ્નેહાલિંગન થયુ. આ

પ્રસંગના જેવોજ રસ Byron માં The first Kiss of love માં જોવામાં આવેછે.

"Give me the mild beam of the soul-breathing glance
Or the rapture which dwells on the first kiss of love
... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...
When age chills the blood, when our pleasures are past,
For years fleet away with the wings of the dove,
The dearest remembrance will still by the last,
Our sweetest memorial the first kiss of love".

આ માધૂર્યનુ કારણ મદન જેવી ઉપાધીહિન શુદ્ધ સ્નેહનુ સ્વરૂપ.તે સમયે પ્રીતિ પણ ન્હોતી, પરિચય પણ ન્હોતો પણ આથીજ કાંઈ અલૌકિક આનંદ આપણને મળ્યો.

૩ સર્વ જણાએ ઘણો શૌર્ય રૂપી મદીરાનો નીશો કર્યો હતો.

૧૨ સર્વની પ્રત્યક્ષ આપણા બન્નેનાં ઉરનાં લગ્ન થયાં. ઉત્સાહ અને ઉત્સવમાં બન્નેનાં ઉર એક બીજા સાથે ભેટયાં.

૧૩ આપણી ચારે આંખ આનંદમય થઇ મંગલ ગીત ગાતાં નાચ્ય કરી રહી. આ ઉરનુ ઉર સાથે લગ્ન થયુ તેમાં પાણીગ્રહણની પણ જરૂર ન રહી.

૧૪ ત્હારી દૃષ્ટિએ મ્હારામાં ઉત્સાહ પગટ કર્યો.

## ૪૨ નવિન વિયોગ.

હે સખિ! તું જગતમાં નથી એટલે હવે મ્હારા હાથમાં કશું રહ્યું નથી. આ જાય, આ જાય, એટલું હુ બોલી તો રહ્યો ન્હોતો તેટલામાં તો તું ગઇ અને સર્વ દિશાએ ખોળતાં દૃષ્ટિ થાકીને પાછી આવેછે પણ તું જડતી નથી. ત્હારા જવાથી મ્હારૂ જીવન હવે નકામું માલવિનાનું થઇ ગયું છે. વિરહ-રાત્રિમાં આ પ્રમાણે મ્હારૂં હૃદય મુઝાય છે તે તિમિર-અનુભવી ઘુવડ એ જોઇ હસેછે.

૨ તુ ગઇ તે ઉંડા સમુદ્રમાં મણી પડે ને પડતાં દેખાય પણ ક્યાં ખોવાયો તે જણાય નહીં તેવું થયુંછે.

૩ અત્રે પત્નીને પાળેલી મેનાની ઉપમા આપીછે. તે આકાશમાં ઉડી જાય ને પત્તો રહે નહી તેવુ થયુછે.

૬ નાયક પોતાને હોડીની ઉપમા આપેછે ને પત્ની તેની સુકાની, તે જવાથી હોડી ડુબવાની તૈયારી કરેછે.

૭ પોતે જગત રૂપી દરિયામાં સ્હડસંચા અને સુકાનને ઠેકાણે રાખનાર જવાથી ડુબેછે.

૮ ઘુવડ હમેશ રાત્રેજ દેખી શકેછે. પત્ની જવાથી સર્વ બ્રહ્માંડ નાયકને તિમિરમય ભાસેછે ને તેથી પોતે આંધળા જેવો થઇ ગયોછે. ઘુવડ તિમિરમાં જોઇ શકેછે, તે આપણા આંધળા થયેલા નાયકને હસેછે.

૯ દુનિઆના શુષ્ક અનુભવની ઉંચી ટેકરીએ ચ્હડી શુદ્ધ પ્રેમ નહીં સમજી શકનાર ( ઘુવડ ) દુનીઆને શિખામણ આપતો હોય તેમ સ્નેહને ગાળ દેછે.

## ૪૩ ઘુવડ.

આ કાંડથી જગતની ભિન્ન ભિન્ન વસ્તુઓ જોઇ જે જે વિચાર આવેછે તે દર્શાવ્યા છે. શુદ્ધ સ્નેહથી રૂદન કરતા મનુષ્યોને જોઇ શુષ્ક હૃદય (matter of fact) વાળા–વાસ્તવિક રીતે કર્તાને મન પણ ઘુવડ જેવા–ક્ષુદ્ર મનુષ્યોને જે જે વિચાર આવેછે તે અત્રે વર્ણવ્યાછે.

વાચ્યાર્થ અને વ્યંગાર્થ વાસ્તે જુઓ કર્તાની નોટ.

ઘુવડને કર્તાએ સંસારના અવળા પક્ષના આદમી જેવું કલ્પ્યુછે. ઘુવડ દુનીઆની ફક્ત destructive side જોનાર છે. એને મન કશામાં અર્થ નથી.

(૧) પરમાત્માની એવી કાંઇ ગતિ છે કે જ્યારે આખી દુનીઆ અજ્ઞાનના અંધારામાં ગોથાં ખાયછે ત્યારે મારી આંખે વધારે વધારે સ્પષ્ટ દેખાયછે. વ્યંગાર્થ રીતે લેતાં સંસારમાં પચેલા પોતાને ડાહ્યો સમજેછે અને સ્નેહાદિ લાગણીથી પ્રેરીત પુરૂષો( *people moved by sentiments* ) ને અંધ ને મૂર્ખ સમજેછે.

(૨) દુનીઆદારીનો માણસ પોતાને સર્વથી વધારે પાકો માની હોલા રૂપી સારા માણસને સારી શિખામણ દેતાં ગાળો ખાતો જોઇ હસેછે અને વખત સમજી પોતાની ગાળ દેવાની શક્તિનુ અભિમાન ધરાવેછે. સાધારણ લુચ્ચો માણસ થોડુંજ કરી શકેછે પણ પોતે તો ઉપર વર્ણવ્યા તેવા લાગણીથી પ્રેરીત પુરૂષને હડાહડ છેતરી તેનો ફાયદો લઇ શકેછે.

(૩) દુનીઆમાં પોતાને સાવચેત માનનારાઓને પણ હું એમના અશુભની સ્પષ્ટ નિશાની દેખાડુંછું. તોપણ આવા લોકો તો પોતાના અભિપ્રાયને વળગી રહી આ દુનીઆની સત્ય વાતોમાં મારી પેઠે ખરૂ ખોટું ન જોઇ શકતાં ભૂલ ખાવાનાજ.

(૪) સુક્ષ્મદૃષ્ટિ વાપરવાની કિર્તિ ધરાવનાર પણ આજ અંધારાને વશ થઇ દુનીઆતું ભાન ભૂલી જઇ ધસધસાટ ઉંઘેછે. ધર્મી લોકો તો આ લાગણીને આડે તદ્દન તેમાંજ તલ્લીન થઇ ગયાછે. વિદ્વાન લોકો વ્હેવહાર સ-

મજવાની બુદ્ધિ રાખવાને મથન કરેછે. અંતે એપણ મોહમાં પડેછે.

(૫) દુનીઆના સુધારાનો ઝુંડો ઝાલી ફરનારા મૂર્ખડાલ્યા પણ આખરે નરમ પડી આવીજ દશાને પ્રાપ્ત થાયછે. એ જોઇ મ્હને મ્હારી શ્રેષ્ટતાનું ભાન થાયછે.

ભોંય પથારી =ઉંઘ–મોહમાં પડવાની તૈયારીમાં પલંગ એટલે ઉચી લાગણીમાં ન ફુબતાં પૃથ્વી ઉપર પથારી જેવી નીચી લાગણીમાં સુઇ જાયછે–લીન થઇ જાયછે. Irony of fate જેને અંગ્રેજીમાં કહેછે તેવુ અત્રે કાંઇછે.

(૬) સંસારની ગુહ્ય રચનાને બારિક રીતે જોતાં જ્યારે આવુ આવુ મ્હારા જોવામાં આવેછે ત્યારે મ્હને એક પાસથી રડવુ આવેછે ને એક પાસથી હસવુ આવેછે ને એજ સંસારમાં પાછુ મ્હારે ફરવુ ફરવુછે. એ ખુબી પણ હું એકલોજ સમજી શકુછું.

મનુષ્ય માણસજાતના આવશ્યક ગુણો ત્યજી દેછે અને તેઓ ભૂત ભડકા ( unsubstantial ) થઇ જાયછે. પણ આખા શરીરમાંથી રહેલા એક હાડકામાંથી નીકળતા ભડકા માફક તેના અંશમાત્ર રહેલા યોગ્ય ગુણનો પ્રકાશ કોઇ વખત મોહ–અંધકાર ( sentimentalism ) ભેદી નીકળેછે.

( ૮ ) આ વેશ્યા જેવી માયા ( જે દેશહિત, સ્નેહ વિગેરે ' ઢમ ઢોલ માંહ્ય પોલ ' high–sounding but hollow જેવાં ઉપરનાં રૂપ બનાવી જગતને છેતરેછે તે ) પોતાનું બાંગુ ફુંકવાનુ રહેવા દઈ ઉંઘી જાયછે. પણ વગાડેલા વાજાના રણકારાના ભણકારા હજુ થયા કરેછે. વેશ્યા પોતાના મોહક ગાયનથી લોકોનાં મન હરી લેછે ને તેની મોહિની તેમના મનમાં રહી જાયછે, તેવીજ રીતે આ અંધારામાં ગોથાં ખાનાર પુરૂષો પોતાના ઝુંડાના બાંગા ફુંકી પોતે તો ઉંધી જાયછે પણ લોકોના ઉપર તેમના વચનની અસર રહેછે. ( અને ધુવડના માનવા પ્રમાણે તો તે અસારથી ખોટે રસ્તે દોરાયછે. )

૯ જગત્ ઉંઘેછે પણ એનો શરીર સકંચો–એની અંતર બુદ્ધિ જાગેછે. ધુવડ ધારેછે કે મોડું વહેલું જગત્ એના વિચારને મળતુ આવશે.

૧૦ ઉપર કહેલી માયાથી ઉત્પન્ન થયેલાં ( ધુવડના મનને ) શઠ બાળક જેવાં દેશહિત હિમાયતી આદિ ધ્વતિંગો, જો કે ખરેખર તો મુએલાં મડદાં માફક બળી જાયછે તોપણ ભૂતના જેવાં પાછા ઉભાં થાયછે અને તેથી લોકો છેતરાયછે.

(૧૧) આ હૃદય–ભૂત પણ જે હાલ સ્નેહ, સ્નેહ કરી રહેછે તે પણ કાળ વિત્યે તે ભૂલી જઈ જુદીજ રીતે વર્તશે. આ દુનીઆતો ઢોળ ચડાવેલા ત્રાંબા જેવી છે.

(૧૨) ઘુવડ ધારેછે કે દુનીઆમાં અંધારૂ અજવાળુ, શોક, સુખ આદિ સર્વ ભ્રમણાછે. અંગારા ચળકેછે પણ છેવટે તેના કોયલાજ થાયછે. હાલ ત્હને શોક શો છે? અને આગળ સુખ શું હતું? જેવી રીતે લોઢુ બળી જઈ ધીકતા અંગારા ઝરેછે અને તેના છેવટે કોયલા થાયછે તેવીજ રીતની ત્હારી ( હૃદયભૂતની ) સ્થિતિ થવાનીછે.

(૧૩) ૧૩/૨ દિનને= (૧) દિવસને positive side of the world ૧૩/૩–૪ ઉત્સ્વમાયન ( જુઓ કર્તાની ટીકા )

દિવસે કરેલા વિચાર અને કામોની રહેલી મન ઉપર અસર ( impression) ને લીધે સ્વપ્ન આવેછે એમ સર્વેનુ ધારવુંછે, આથી ઉત્સ્વમાયનને "દિવસતણુ રૂપાંતર"–બીજુ રૂપ કહ્યુંછે.

Life is but a dream. આપણી સર્વેની જીંદગી સ્વપ્નવત છે એમ કહેછે. સ્વપ્નને આ પ્રમાણે દિવસનુ ઉપમાન ( thing compared to) ગણેછે. તેથીજ ઉત્સ્વમાયનને દિવસનું ઉપમાન કર્તાએ કહ્યુંછે.

ઘુવડની આંખ દિવસનું અજવાળુ નથી ખમી શકતી તે સુપ્રસિદ્ધછે. દિવસનુ તેજ નથી ખમતુ પણ દિવસના ઉપમાન અને રૂપાંતર ઉત્સ્વમાયનનુ તેજ તેની કીકીમાં પડી શકેછે. ને ઉત્સ્વમાયન, ઘુવડનુ ધારવુ ખરૂ નથી તે આવતા કાંડમાં કહેછે.

## ૪૪ ઉત્સ્વમાયન.

અત્રે ઉત્સ્વમાયન રતિ–સ્નેહ ખોટો નથી એમ કહેવા માંગેછે. દુનીઆની દરેક વસ્તુ ખરી નથી. હીરા, આંખનુ તેજ, મનના વિચારો, યુદ્ધ અને તેમાં જય, એ બધું ખરૂ નથી તો આ સ્નેહ પણ ખરો નથી. પણ હે! શાણા કહેવાતા સંસારી લોકો અને પંડીતો તમે આ બધું માનોછો ને આ સ્વપ્નવસ્તુઓને ખરી ધારોછો, ને જ્યારે તમારા પ્રયત્નો સ્નેહીજન આગળ ચાલતા નથી ત્યારે એની પ્રભા ખોટી માનવા તમને કાંઈ કારણ નથી. સ્નેહસ્વપ્ન આગળ તમારા બળનું કશુ ચાલતુ નથી એ સત્યછે. ત્યારે તમો જે જે વસ્તુ આ ખરી ધારોછો તે જ્યારે સ્નેહજેવી સ્વપ્ના જેવી છે, ત્યારે સ્નેહસ્વપ્ન ખોટુંછે એવો ખોટો માદ શું કરવા ધરોછો. તમારૂ બધું ખરૂ હોયતો આ પણ ખરૂ માનો.

આ સર્વ સાંભળી ભુતની આંખ આંસુથી ભરાઈ.

(૧) ઉત્સ્વમાયન કહેછે કે માણસના સર્વ વિચાર અને તેમના મન ઉપર સ્ફુરતુ ભાન સર્વ ખોટુ છે. એ બધુ સ્વપ્ન જેવું છે તેથી કોયલા હોય છે તોપણ હીરા સમ લાગેછે.

(૨) પાણીમાં પવનને લીધે જેમ પરપોટા થઇ ફરેછે ને થોડીવાર રહી નાશ પામેછે, તેમ મગજના વાયુના પ્રેર્યા આ બધા પરપોટા જેવા છે, નહીતો ખરૂ જોતાં તો આંખ ઉઘાડી છે ને આંખને તેજ છે એ બધુ ધારવુ ખોટું છે.

(૩) બીલોરમાં સૂર્યના કિરણને લીધે વિવિધ રંગ પ્રકાશે છે. તેમ માણસના માથામાંથી પરમાત્માની ઇચ્છાનુસાર કાંઇ કાંઇ ઉર્મિઓ ઉઠેછે. પણ બિલોરમાં રંગ શાથી પ્રકાશે છે તેનુ કારણ સમજાતુ નથી તેમ આ ઉર્મિઓનુ કારણ સમજાતુ નથી.

(૪) આ બધા વિકારો, વિચારો, ને ઉર્મિઓ સ્વપ્ન જેવાછે. માણસ ખરૂ જોતાં ઉંઘેછે અને પહેલાના રહી ગયેલા impressionsને લીધે, આ સર્વ સ્વપ્નમાં ભોગવેછે. અને એ બધાં પોતાને લીધેછે એવી ખોટી મગરૂરી કરેછે.

(૫) માણસ એકદમ આંખ બંધ કરીદે તો જોયલી વસ્તુ ઘણી વખત આંખ બંધ છતાં સામી ઉભી રહેલી લાગેછે. અને લાલપિળા રંગ આંખના પોપચામાં રહી ગયા હોય એમ લાગેછે.

(૬) આગીઆનુ તેજ જેમ દહાડે દેખાતુ નથી પણ અંધારામાંજ પ્રકાશેછે, તેમ આ જીંદગીરૂપી સ્વપ્નમાં કાંઇ વિચિત્ર રંગો અને ચિત્રો દિવસે નહીં દેખાયલા તે પણ પ્રકાશેછે.

(૮) ઘન—વાદળ પોતાની પ્રિયા વિજળીને પોતાની છાતી ઉપર લઇ આકાશમાં પ્રકાશેછે.

(૧૧) હે પોતાને ડાહ્યા ગણતા પુરૂષો, તમે સ્વપ્નને ખોટું ગણો છો એવા સ્નેહ આગળ તમારૂ બળ નકામુ છે.

(૧૨) આ ( હૃદયભૂત ) સ્નેહી તમને જુએછે પણ નહીં જોયા બરોબરજ છે. કારણ તમારી અસર તેના ઉપર થતી નથી.

(૧૩) સ્નેહ સ્વપ્નમાં છે તેમાંથી જગાડી એને ખરૂ શું છે એ બતાવવાના તમારા પ્રયત્ન એ વિરહીની આગળ વ્યર્થ છે.

(૧૪) સ્નેહરૂપી વન ઝાડની ડાળીઓ ગુંથાઇ ચંદ્રાકારતું છત્ર એના (સ્નેહના—જેને સંસારી પંડીતો સ્વપ્ન કહે છે તેના) માથા ઉપર આવી રહ્યુ છે. આ ઘટામાં પવન, તારા, કે વરસાદ જઇ શકતા નથી, અર્થાત્ કાંઇ પણ

બાહ્ય ઉપાધિ કે વિચાર અસર કરી શકતા નથી. સ્નેહને એક ઘણી ગાઢી ઝાડીમાં સુઇ રહેલા બાળક સાથે સરખાવ્યુ છે. આવી ઝાડીમાં વરસાદ કે પવન પણ પેશી જેમ બાળકને હેરાન નથી કરી શકતુ તેમ સ્નેહની અવસ્થા પણ દુનીઆની અનેક ઉપાધિથી મુક્ત છે.

(૧૫) આ સ્વપ્ન ગણાતો સ્નેહ–એક નાના બાળક માફક સારા ઘટા વાળા માંડવામાં સુઇને સ્વપ્નસુખ ભોગવતો હોય એમ દેખાયછે.

માંડવાનુ વર્ણન (૧૪)માં છે.

૧૬ આ ગાઢી ઝાડીમાં ફક્ત અનુકુળ વિચાર આદિ પ્રવેશ કરી શકે એવી સુંદર જાળી આવી રહી છે. ગમે તેવી ગાઢી ઝાડી હોય પણ એમાં કાંઇકિ વચ્ચે જગ્યા હોયા વગર ના રહે ને આ જાળીમાંથી જેમ ઝાડીમાં સુંદર ફુલથી સુગંધીત હવા અંદર આવે તેમ આ સ્નેહ ઉપર પણ ફક્ત અનુકુળ વિચાર આદિ પ્રવેશ કરતા.

(૧૭) હજુ ઉપમા જારી છે.

ઉપર વર્ણવેલી ઝાડીમાં જેમ વાંદરા પુંછડાથી ડાળી ઝાલી તેમાં હીંચકા ખાતા, તેમ તારાના કિરણો આ સ્નેહની ઝાડીમાં હિંચતા અને વરસાદના ઝીણા ઝીણા છાંટા અંદર પ્રવેશ કરી ઉલટા સ્નેહબાળના ઉંઘમાં ઉમેરો કરતા.

૧૮ વાયુ–વંટોળીઓ, તારા–અને વરસાદ જેઓને પોતાનો પૂર્ણ પ્રતાપ આ સ્નેહ–બાળ ઉપર બતાવવાનો અવકાશ મળ્યો હોત, તો તેને જગાડત તેઓ આ પોતાના ધારેલાથી તદ્દન ઉલટી અસર થતી જોઇ ઘણુ ખીજવાતા.

૧૯ ઉત્સવમાયન કહેછે કે આ સ્નેહ–કુંજમાં કોઇથી પ્રવેશ કરી શકાય તેમ નથી, અને સ્નેહ–આનંદરૂપી સ્વપ્ન કોઇનાથી તુટે તેમ નથી; એ સ્નેહ–શિશું કોઇનું સમજાવ્યુ સમજે એમ નથી અને જગાડયુ જાગે એમ નથી.

## ૪૫ અનુશય.

ગયા કાંડમાં લખ્યા મુજબ ભૂતની દૃષ્ટિએ શોક શરૂ કર્યો.

દિવસ પછી રાત્રિ, પાછો દિવસ એમ ઘણા ચાલ્યા ગયા ને વારા ફરતી પાછા આવ્યા કર્યા પણ તેની પત્ની ગઇ તે પાછી આવી નહીં. તેની પછવાડે શોચ કરતાં હૃદયમાં રોગ ઉત્પન્ન થયો અને તેની વેદના શમી નહીં. અગ્નિએ કોપી તેને પોતાને ખોળે લીધી. (અગ્નિદાહ થતાં અગ્નિએ તેનો અંક ઉપર સ્વીકાર કર્યો એમ કહેવુછે.) ચિતામાં તે બળી ગઇ તે જોઇ ચિત્ત બળ્યા કરે છે. આવી દુ:સહ વેદના કઠણ હૃદયના પુરૂષ શિવાય કોઇ સહન ન કરી શકે.

સુખ દુઃખના મોજાથી ઉછળતો મનરૂપી દરિઓ, અંતરમાં મળતા ર-સિકતા–નદીના પ્રવાહથી શાંતતા અને આનંદ અનુભવેછે, અને આ ન-દીની રેલનો ઝંકાર–પ્રમોદ દુઃખના પર્વતો પણ મ્હડી જવા સમર્થછે.

ક્ષ્ટ અત્યંત શોકાગ્રસ્ત માણસ રડતું નથી; રડે તો ઉભરો નીકળી જઇ શોક શમેછે.

## ૪૬ નદી.

પ્રથમ પદમાં રસિકતા–નદીના પ્રવાહની જુદી જુદી ગતિ દર્શાવી છે. કોઇ વખત તેની ગતિ શાંત હોય છે. કોઇ વખત ત્વરિત હોય છે. મ્હારો (નદીનો) ગંભીર પ્રવાહ સ્નેહીજનને મળી અંધકારમાં–દુઃખમાં પણ વિજ-યીનાદ કરેછે. મદાન્ધ થઇ ગયેલી સૃષ્ટિ જો કે તે સમજતી નથી તોપણ મ્હારો પ્રવાહ નિરંકુશ વહેછે.

(૨) જગતમાં જેમ કોકિલ પક્ષીની હાર પાછળ હાર મધુર ગાયન કરતી જોતાજોતામાં ચાલી જાયછે તેમ મ્હારો બન્ધૂર ( uneven-lovely) પ્રવાહ વનમાં આનંદ પ્રસારી કોઇની નજરે પડ્યા શિવાય વહ્યા કરેછે; પણ આ રસિકતાની ખરી બહાર તો તિમિરોદરમાં દુઃખમાંજ આવે છે, અને તે બહુધા સામાન્ય વર્ગ જોઇ અથવા સમજી શકતો નથી; તેમ છતાં પણ મ્હારી શક્તિનો ઉન્માદ ઉભરાયછે, અને તે ચિરકાળ રહેજો.

(૩) દુઃખમાં પણ હું મ્હારા સમુદ્રરૂપી પ્રીતિપાત્રની ભેટ લેવા દોડી જાઉછું; જ્યાં સ્નેહ તરંગો ઉછળેછે ત્યાં સુખ દુઃખમાં મનની સ્થીતિ સ-રખીજ રહેછે.

(૪) હે દિવસ અને સૂર્ય! જો તમારા તેજનો ભંડાર હૃદયને એક ક્ષણ પણ લાસ (wanton sport) કરાવી આનંદ આપી શકતો નથી તો તે શા અર્થનો છે? હે સ્વર્ગંગા! ત્હારો અમૂલ્ય ખજાનો ત્હારા બ્હોળા વિ-સ્તારમાંજ રાખી મુક ( એ કોઇને કાંઈ પણ ફાયદો કરી શકતો નથી )! દુઃખના સમયે પણ સ્નેહીજન સાથે મળતાં જે મ્હારો આનંદદીપ થાયછે અને હૃદય–ઉર્મિની જે ક્રીડા થાયછે તેનુ હાર્દ કોઇ પુરેપુરૂ સ-મજી શકયુ નથી; તે વખતના વિલાસ અને હૃદયનુ મીલન કોઇકજ સમજી શકેછે.

(૫) ઋતુ લીલી ( ચોમાસુ ) હોય કે સુકી ( ઉન્હાળામાં ), પૃથ્વી ઉપર પાણીની રેલછેલ હોય કે તંગી હોય પણ હું તો સદાએ એક સરખી રીતે મ્હારા પ્રિયને વળગી રહુંછું.

લીલુ કે સુકુ=ગરીબ હોય કે તવંગર.

પૈસો આવો કે જાવ તોપણ.

(૬) ઉજ્જડ સ્થાનમાં હઉં કે નગરની પાસે હઉં, મર્યાદા મુકી સૂર્ય ચંદ્ર અને તારા મ્હારી ચેષ્ટા જોતા હોય, પથારી તરીકે સુંવાળી રેતી હોય કે કઠણુ પથરા હોય, ત્હાડ હોય કે તડકો હોય, વખને પાસે શોકય ઉભી હોય અથવા ગમે તેવો વખત હોય તોપણુ આ અંતઃકરણુની જે હમેશને વાસ્તે લગની લાગીછે તે નિરંતર તેવીજ રહેશે,—અને મ્હારા પ્રિયના હૃદયમાં મ્હારા અંતઃકરણુને, જે સ્થાન મળ્યુછે તે સર્વદા કાયમ રહેશે.

(૭) પવન દ્વારા આ શબ્દનો રણુકારો વધ્યો અને સ્નેહી હૃદયમાં નિરંતર વહેતા રસની છોળ વાગી, અને તેથી કરમાયેલા જેવા દેખાતા ભૂત કાલ તરૂ તાજા દેખાતાં અને વિરહ—વાડીમાં શોકના ફુલ ખીલ્યાં.

(૮) ભૂતકાળ તાજો થયો અને તે ગતકાળરૂપી વૃક્ષ ઉપર વિરહથી ખીલેલાં ફુલ હૃદયભૂત સુંઘવા લાગ્યુ ને તેની સાથે રમવા લાગ્યુ.

વિરહઃ—ગરમીથી ફુલ ખીલેછે તેવીજ રીતે વિરહ—અગ્નિનો તાપ પાછલા સંસ્કારરૂપી ફુલ ખીલવેછે. ફુલના સુવાસની પેઠે આ સંસ્કાર હૃદય ભૂતને આનંદ આપેછે.

સહૃદયી મળવાથી હમેશ સ્વાભાવિક આનંદ થાય છે. હૃદયભૂત પોતાની પત્ની—ખરા પ્રેમનુ સ્થાન—નો શોક કરતું હતુ, એટલામાં નદી પોતે ખરો સ્નેહ સમજે છે એમ દેખાડે છે તેથી વિરહના દુઃખમાં શોક રૂપી ફુલ ખીલેછે.

## ૪૭ શોકસ્વીકાર.

પત્નીનો શોક હૃદયભૂત પાછો શરૂ કરેછે. પ્હેલાં પત્ની જીવતાં જે જે તેને આનંદ આપતુ તે તે અધિકતર દુઃખ દેછે. સંસાર ઉપર ત્યાગ આવી જાયછે. કોઇ કોઇ પ્રસંગે સ્વપ્નામાં પ્રિયા મળેછે તેજ વખત ફક્ત આનંદ તેના નશીબમાં રહ્યોછે. દુનીઆ પોતપોતાને રસ્તે જતાં ખુશીમાં હોય એમ લાગેછે. ત્યારે પોતે એકલોજ દીલગીર હોયછે.

૮—૯—૧૦ તે કબુલ કરેછે કે આ દુનીઆમાં 'જે જાયુ તે જાય નથી કાંઇ રહેવાનું,' જીવ માત્રનો નાશ છે. પ્રીતનો પણુ અંત છે તે છતાં આ ડહાપણુ, કાંઇ વિરહમાં તેનું દુઃખ ઓછું કરતું નથી.

૧૧ દુનીઆમાં બીજા મરી જાય એ આપણુને કાળક્રમની ઘટના લાગેછે. પણુ પોતાનું વ્હાલુ કોઇ મરી જાયછે ત્યારે કાંઈ ભૂલ થઇ હોય—અસંભવિત બન્યું હોય એમ લાગે છે. હૃદયભૂતને પોતાની પત્ની કેમ મરે તે સવાલ મનમાં થયા કરેછે.

૧૩—૧૪ સાચા પ્રેમનો ખરો ધર્મ સ્નેહી જનના ગત થયા પછી

તેની પાછળ અહર્નિશ આક્રંદ કરી પોતાના શરીરનો અંત આણવો એમ એ સમજેછે.

૧૫-૧૬ પત્ની હમેશને વાસ્તે દૃષ્ટિગોચરમાંથી જતી રહી માટે પોતાની આંખને ઉદ્દેશીને તે કહેછે કે તેની પછવાડે અશ્રુપાત કરી સર્વે તેજનુ પાણી ખુટાડી દે.

૧૭ જેમ માણુસ જાય ને તેની પગર્થો ( foot-prints ) પડી રહે તેમ તે ગઇ ને ફકત તેના ગુણુના વખાણુ અને તેનાવીશે વાત કરવાનુજ રહ્યું. હવે શેષ રહેલાં આ પગલાં ( કથા-કીર્તિ ) નું હું સ્તવન કરૂછું.

૧૯-૨૦ જેમ ગારૂડીની વાંસળી સાંભળી સાપ દરમાંથી બ્હાર નીકળેછે તેમ દુઃખરૂપી વાંસળીમાંથી રૂદનનો અવાજ નીકળતો સાંભળી ભૂતની પ્રિયા પડઘાથી જવાબ વાળવા લાગી.

## ૪૮ પ્રતિધ્વનિ.

૧-૨ હવે આપણા બન્નેની જોડ ( pair ) ત્રુટી એમ પરમાત્માની ઇચ્છા હતી તેમ થયું. વાદળાઓમાં જેમ વિજળી સ્વછંદે ઘુમે છે તેમ ત્હારી સાથે હું કેટલોક વખત ઘુમી.

૩ હું કયાંથી આવી હતી, કયાં જતી રહી એ વ્યર્થ વિચાર ત્હારે શું કરવા જોઇએ ?

૪-હે મેઘ-પૃથ્વીમાં ત્હારી હજુ જરૂર છે, તું ત્યાં મ્હાલ.

૭-હે આમ્ર વૃક્ષ-હું સુંદર મ્હોર( સ્નેહ )ની રસીલી હતી ને તેથી ત્હારી સાથે સંબંધ કર્યો.

૮-મ્હારો સંબંધ ત્હને ઘણો પસંદ પડવાથી ત્હેં ઘણી મોજ કરી અને પ્રફુલ્લ રહ્યો.

૯-આ પ્રમાણે તું મ્હારી સાથે ચેનમાં આનંદ માનતો હતો તેટલામાં કાળે-મૃત્યુએ પોતાની જાળ નાંખી અને એમાં હું સપડાઇ.

૧૦-પુષ્પને શોભા આપનાર-જીંદગીમાં આનંદ આપનાર હું જતી રહી માટે એ પુષ્પના વાસરૂપી તું પણ મ્હારી પાછળ આવ.

૧૨-આપણાથી થયાં તે કર્મ આપણે કીધાં. બાકી તો શ્રી પરમાત્માની કૃતી અગાધ છે. અને આપણે તો સર્વ રીતે એને આધીન છીએ.

૧૩-હે ઉંચા પુષ્પ ! ત્હારાથી બને તો દુનીઆનો આનંદ ભોગવ, નહીં તો મૃત્યુસપાટા આવે તેને વશ થા.

૧૪-હે પીયુ ! મરવા જીવવાનો ગર્વ - દુનીઆમાં મીથ્યાછે. કારણુ

ખરૂ જોતાં કોઇ જતું નથી અને કોઇ રહી જતું નથી.

૧૫ આપણે જુદા પડયા છીએ તોએ ખરી રીતે જોઇએ તો એકજ છીએ, કારણ ખરા સ્નેહનો સંબંધ કોણ તોડી શકે એમ છે ?

૧૬ વિધિ પણ શું કરી શકે ? તે પૃથ્વી ઉપર નથી એમ દેખાડવા જાયછે પણ વૈરાગી-સ્નેહી મન મોટું કરી એમજ સમઝેછે કે આખું વિશ્વ એકજ છે. એમાં જુદાપણું છેજ નહીં, તો વિયોગ ક્યાંથી થાય ?

૧૭ દુનીઆમાં કાંઇ જુદાઇ ન ગણી સીંહ જેમ સર્વ ધરતીનો પોતે માલેક હોય તેમ સર્વ ઠેકાણે સ્વછંદે ભમેછે તેમ સર્વ ભોગ્ય વસ્તુ ત્હારી ગણી યથેચ્છ ભોગવ.

૧૮ જેમ સૂર્ય દૃશ્ય હોય કે ન હોય અને તેથી પદ્મ ખીલેલુ હોય કે ન હોય તોપણ તે પાણીના ઉપર તરતું રહેછે તેમ તું પણ દુનીઆમાં રહે.

## ૪૯ પ્રતિબિમ્બ દર્શન.

પ્રિયાએ કરેલા પ્રતિધ્વનિને ખરેખરો ધ્વનિ સમજી અને પ્રિયા દ્રષ્ટિગોચર થઈ સમજી ભૂતે ( હૃદયભૂતે ) સ્નેહના ઉદ્ગાર ફૂલાડવા માંડયા. ચંદ્રકિરણ માફક મ્હેં સરિતા ( નદી ) રૂપી પ્રિયાના હૃદયમાં પેશી તેનું હૃદય પારખ્યુ. અને તેનોજ ( નદીનોજ ) બની જઇ રસમાં મ્હાલ્યો. એવી હે પ્રિયા, તું ક્યાં જતી રહી ? મરણ રૂપી ખારા સાગરમાં શું ભળી ગઇછે ? અથવા ગંગાની પેઠે અંતર્ધ્યાન તો નથી થઇ ? હે વિલાસિનિ ! ચંદ્રકિરણ રૂપી ન્હારૂહૃદય લઇ વિવિધ સ્નેહરૂપી છોળોમાં રમાડી હે પ્રિયા ! તું હવે કઈ અપારદર્શક પૃથ્વીમાં જતી રહી ?

## ૫૦ સ્વપ્નમાધુર્ય,

હૃદયભૂતના ભડકાનો ઉપર પ્રમાણેનો વિચિત્ર રંગ જોઇ સખીમંડળીને સર્વ સ્વપ્ન સમ ભાસ્યું.

૨ દમ્પતી જેમ જાગૃત અવસ્થામાં એક બીજા સાથે રતિ કરેછે તેમ ભૂત પોતાની પ્રિયાના પ્રતિધ્વનિ સાથે કરતું હોય એમ એમને લાગ્યું.

૩ આ રતિસ્વપ્નને જોઇ સખી મંડળ સ્વાભાવિક આનંદમાં આવી ગયું અને સ્વપ્નમાધૂર્યનાં ગીત ગાવા મંડી ગયું.

૫ પ્રિયાના ગત થયા બાદ આંખની કીકી હયાત રહી અને યથેચ્છ મ્હાલી તે સાચી ( true ) શાની કહેવાય !

૬ હે પવનની લ્હેર ! ત્હારે લીધે વાદળાં આકાશ ઘેરી લેછે. હે પ્રિયારૂપી લ્હેર-ત્હારો પ્રેર્યો હું આખા બ્રહ્માંડમાં ઘુમ્યો.

૭ હે પવનની લ્હેર ! ત્હારેજ લીધે વાદળાંઓ કાંઇક વર્ષે છે. ત્હારેજ .ધે હે પ્રિયા ! મ્હેં કાંઇક સ્નેહરસ રેડયો. હે પ્રિયા ! ત્હારે લીધેજ હું સન્ત માસમાં ખીલ્યો અને પ્રફુલ્લ રહ્યો.

૮ હે પવનની લ્હેર ! ત્હારેજ લીધે વસન્ત માસમાં કુસુમની- ો ખીલેછે.

૯ હે પવનની લ્હેર ! શરીર ઉપર ત્હારો હાથ ફરતાં વસન્ત ાસમાં મદન જાગતો. હે પ્રિયા ! વસન્ત માસમાં મ્હારા શરીર ઉપર હારો હાથ ફરતાં મદન જાગતો.

૧૦ જુઓ કર્તાની નોટ.

એ પ્રિયારૂપી લ્હેર-જતાં, ગત થતાં જેમ લ્હેર જતાં શરીર પરસે- ાથી અકળાયછે, તેમ અકળાયછે.

૧૧ અને આવે વખતે (વિરહથી અકળાયછે ત્યારે) પણ આ સ્નેહમય રસીક ( હૃદયભૂત ) ઉંચે જતી રહેલી લહરી-પ્રિયા સાથે જગતને ન દેખાય તે વખતે પણ છાનોમાનો રમે છે. આ પ્રિયા (લ્હેર) દેખાતી નથી છતાં પણ પોતાના પ્રિયને ( ધનને ) બાથમાં ઘાલેછે, પોતાનામાં લીન કરી દે છે. આવા મનહર સ્વપ્નમાં ડુબતાં ઢોંગી જગત કોને સાંભરે છે. ?

વાસ્તવિક રીતે ભૂત-પ્રિયા હૃદયભૂતથી દૂર હતી પણ એનુ હૃદય તેનામાં તલ્લીન હતું તેથી તે તો તેની સાથે-પાસેજ હોય તેમ સ્નેહ ભોગવતું હતું.

## ૫૧ અન્યોક્તિ; સ્વપ્નભોગ.

સખી મંડળી કાંડ ૫૦ માંનુ ગીત ગાતાં ગાતાં સખીવિરહને લીધે સ્વપ્નયોગમાં પડી ગઇ. કોયલ માફક ઘણે ઉંચે અદૃશ્ય રહી ભૂતપ્રિયા ગાતી હોય તેમ સમજી સખી સમાજ ઉંચું જોતો હતો, તેટલામાં સતારના સર્વ તારમાંથી એકદમ મધુર સૂર નીકળે તેમ સખી સમાજના મ્હોંમાંથી નીચેનો મધુર સ્વર નીકળ્યો.

આ કાંડમાં સખીમંડળ, સખીને મૂળસ્થિતિમાં તેના પતિને મુકી જતા રહેવા વાસ્તે ઠપકો દેછે. તેને કોયલ ગણી તેમ સંબોધે છે ને તેની પરિચિત જગ્યાઓ અને પ્રતિધ્વનિરૂપે સંભળાતા શબ્દો ફક્ત રહ્યાછે. તે બધુ મુકી હે કોયલ, તું કયાં જતી રહી એમ કરી રૂદન કરે છે.

૨ હે કોયલ ( સખિ !) સુંદર ગાલ ઉપર લીલા લીલમ જેવી શોભતી તું, સુંદર આંબાની ડાળ રૂપી ત્હારા પ્રિયને મુકીને કયાં જતી રતી ?

(૨) આકાશમાં જેમ સૂર્યોદય થતાં પ્રભાતના રંગ શોભી રહેછે તેવી

રીતે ત્હારા પ્રિયરૂપી આંબાની ડાળી ઉપર સ્નેહના આવિર્ભાવ (manifestation) શોભી રહ્યા હતા તે બધુ મુકી દઇ હે સખી તું કયાં જતી રહી?

(૪) કાળા વાદળામાંથી ચંદ્રના કિરણ જેમ દેખાઇ આવે તેમ ત્હારા મૃત્યુથી જે અંધકાર પ્રસરી રહ્યોછે તેમાંથી ત્હારૂ સ્મરણ પ્રકાશેછે પણ તું દેખાતી નથી.

(૭) વરસાદ પડવાથી ભીના થઇ જઇને દુઃખ ખમતા પણ જેમ ચંદ્ર જોવાની આશાથી માણસ બેશી રહેછે તેમ અમે તને જોવા આશા રાખીએ છીએ.

(૮) નદીના મોજાં ઉપર ઉછળતાં પતિબિંબ પેઠે ત્હારૂ સ્મરણ વિવિધ વિચારાનુસાર વધતું ઓછું થઇ આવે છે.

(૯–૧૦) અનેક મોજામાં અને પરપોટામાં પડીને વહી જતા ચંદ્રના પ્રતિબિંબ માફક ત્હારૂ ગાન (સ્મરણ) અમારા અંતઃકરણમાં તું એક છતાં અનેક થઇ પેશી જાય છે.

(૧૧–૧૨) સુંવાળી કાયાવાળી માછલી જેમ ઉંચા નીચા તરંગમાં સરી જાયછે તેમ ત્હારૂ સ્મરણ લીસું ( રૂચિકર–ગમતું ) હોવાથી શોક તરંગમાં પણ જાય છે.

(૧૩) કાળા વાદળામાં જેમ મેઘ ધનુષ્ય શોભી રહે છે તેમ ત્હારૂ પ્રિય ગાયન (સ્મરણ) શોકરૂપી અંધકારમાં પણ શોભે છે.

મેઘધનુષ્ય ભવિષ્યની આશા આપે છે.

(૧૪) અંધકાર–શોકરૂપ સરોવરમાં પડેલુ ત્હારા સ્મરણરૂપી દીવાનુ પ્રતિબિમ્બ અમારા ચિત્તમાં નાચી રહીને તેને નચાવે છે.

(૧૫) અડધી ઉંઘમાં હોઇએ ત્યારે પ્રિયજનના હસ્તના સ્પર્શ જેવુ આનંદદાયી ત્હારૂ બોલવુ (સ્મરણ) અમારાં ચિત્તને ચમકાવેછે.

(૧૬) ભરઉંઘમા થતાં પ્રિયજનના સ્પર્શ માફક ત્હારૂ બોલવું અમારા હૃદયમાં રમણીય સ્વપ્ન પેદા કરેછે.

(૧૭) કાળા કપડાં ઉપર જેમ કસુમ્બી ભાત શોભી રહેછે–મનને પસંદ પડેછે, તેમ ત્હારા વગરના આ શોકમય વિશ્વમાં ત્હારૂ મધુર ગાયન સારૂ લાગે છે.

(૧૮) ડાંગરના ક્યારડાની પાળ ઉપર ઉભી રહેલી મૃગલી જેવી તું મ્હારા હૃદયની પાળ ઉપર ઉભી છે.

(૧૯) અમારા હૃદયસરોવરમાંથી ચાંચ ભરતાં હે કોયલ! તમે શુશોભિત ચંદ્રમામાં કલંક જેવાં રમ્ય લાગો છો.

હૃદયને સરોવર કલ્પ્યુ છે, અને તેનેજ ચંદ્રમા જેવુ ગણ્યુ છે. તે સરોવરમાંથી ચાંચ ભરતી, એટલે સખીહૃદયમાં ન ભૂલાતી કોયલને કલંક જેવી શોભી રહેલી ગણી છે. વળી બીજી બધીરીતે સુખી સખીના હૃદયરૂપી ચંદ્રને ફક્ત આનું મૃત્યુજ કલંક છે. પણ તેજ કલંકની માફક તેનું સ્મરણ પ્રિયકરછે.

(૨૦) ત્હારૂ સ્મરણ એવુ સાક્ષાત છે કે ત્હારા અસ્તિત્વના ભણકારા વાગે છે પણ જરાક વિચાર કરતાં તું નથી એમ માલમ પડેછે.

(૨૧) ત્હને આગ અદૃશ્ય થવાની શક્તિ (પાંખ) આવી છે અને ત્હારો પતિ લાચાર છે (ત્હારી પાછળ આવવા અશક્ત છે) તેથી અહીં રહ્યો રહ્યો ત્હારા સ્મરણથી ખીલે છે—આનંદ પામે છે; પણ તું નથી તેથી ખીજાયછે—કરમાયછે.

(૨૨) આ શોકમાં સુવાસ જેવુ ત્હારૂં સ્મરણ થાયછે પણ તું દેખાતી નથી.

(૨૩–૨૪) તારાનું ફક્ત આછું તેજ આકાશમાં જેમ માણસ જોઈ શકેછે, અને તારા જોઇ તેમ પકડી નથી શકતો, તેમ ઘણે દુરથી સંભળાતું ત્હારૂ ગાન અમે સાંભળી શકીએ છીએ પણ તને જોઇ શકતા નથી, તેમજ પકડી શકતા નથી.

(૨૫–૨૬) કોયલ ક્યાંથી બોલી ને ક્યાં જતી રહી તે જાણવા સખી સમાજે ઉંચુ જોયુ. રાત્રી હોવાથી અંધકારને લીધે તે કાંઈ જોઈ શક્યો નહી પણ ઝાકળે તેમના શરીર ભીનાં કરી જવાબ દીધો.

## પર ઝાકળ.

નાયકપત્ની ક્યાં ગઈ અને ભણકારા શાથી વાગે છે વગેરે વિશે જે ગયા કાંડમાં સખીવર્ગ રૂદન કરેછે, તેનો આ કાંડમાં જવાબ છે.

ગયા કાંડમાં વર્ણવી એવી રસીક અને ઉત્કટ ( ardent ) મળવાની ઇચ્છા હોવાથી પુષ્પ જેવા કોમળ નાયક અને સખીવર્ગને ઝાકળ જેવો તેનો (નાયકપ્રિયાનો) સંયોગ થાયછે. (ઝાકળના સંયોગ વાસ્તે જુઓ કર્તાની નોટ.) એટલે નાયક જેવા રસીક જનને આસપાસની સૃષ્ટિમાંથી પોતાના અસંત પ્રેમને લીધે પ્રિયાને મળ્યાનો સંતોષ થાયછે. એવો સંયોગ ક્યાંથી ઉત્પન્ન થાયછે, કેવી જાતનો હોયછે, કેવાં પાત્ર જોડે થાયછે, એ સંયોગમાં બન્ને સંયોજીત જનોની કેવી સ્થિતિ હોયછે એ સર્વે આ કાંડમાં વર્ણવેલું છે. આવા સંયોગથી હૃદય-ભૂતના હૃદયમાં સહસા કવિત્વ શક્તિ જાગે છે અને સ્નેહરસ કવિની કવિતા માફક વહેવા માંડેછે. કર્તાએ એમની નો-

ટમાં કહ્યુંછે તેમ ઝાકળને પર્યેષક જ્ઞાનની(philosophical) સ્ફુરણા થાયછે. ધર્મ વાસનાનો ઉદય અને કવિત્વના તરંગ ( Poetic Inspiration ) ના અ- ર્થમાં પણ લઇ શકાય છે અને આ કાંડમાં વર્ણવેલા ઝાકળના બધા ગુણો આ વિષયોમાં પણ છે.

૧–૨ પ્રિયાનો માનસિક સંયોગ, ઝાકળ, પર્યેષક જ્ઞાન, વગેરેને આ લાગુ પડેછે.

૨/૨ ઝાકળ સુંવાળા કમળના પાંદડા અને એવીજ સુંવાળી વસ્તુઓ ઉ- પર ઠરે છે. તેવીજ રીતે સુભગ કમળ એટલે સંસ્કાર પામેલા રસિક હૃદય- નેજ આવો સંયોગ થાય છે. પર્યેષક જ્ઞાનની સ્ફુરણા વગેરે પણ એવાજ હૃ- દયને સંભવે છે. હસ્તી–કળશસમ=જુના વખતમાં જ્યારે કોઈ પણ રાજા બિનવારસ મરી જતો ત્યારે વારસ નક્કી કરવાનો એવો એક શીરસ્તો હતો કેઃ–એક હાથણીને સારી શણગારી તેની સુંઢમાં પાણીનો ભરેલો કળશ આ- પી શહેરમાં છુટી મુકી દેવામાં આવતી હતી. અને જે ભાગ્યવાન પુરૂષ ઉ- પર તે હાથણી કળશ ઢોળે તેને રાજ્યાસન ઉપર બેસાડવામાં આવતો.

(૩) ઝાકળને પવનના અધર(હોઠ)ના શીકર (spray) જેવું કલ્પ્યુ છે.

(૪) ઝાકળ રાત્રે અને ખેતરો વિગેરે વિજન સ્થાને પુષ્કળ પડે છે એ સુપ્રસિદ્ધ છે. સ્નેહીજન સ્નેહ પાત્ર જોડે એકાંતમાંજ અને અંધકાર સ- મયેજ સંયોગમાં તલ્લીન થઇ શકે છે. અર્થાત્ એ સંયોગ વખતે કોઇ પણ સાક્ષી અથવા વિક્ષેપ નથી હોતો ત્યારેજ સ્નેહીજન તેમાં નિમગ્ન થઇ જાયછે.

(૫) આ સયોગમાં દરેક વખતે ભિન્ન ભિન્ન આનંદ ન મળે તો ર- સિકનુ મન પ્રફુલ્લ થતું નથી.

(૬) અધરપુટમાંથી દરેક ક્ષણે નવો રસ આવેછે તેથી રસિકનું મન પ્રફુલ્લ થાયછે. અને એવો નવો રસ હમેશ આવ્યાજ કરે છે તેથી સંયોજીત બન્નેજણનુ મન માને છે. ઝાકળ પણ દરેક ક્ષણે નવું થાયછે.

(૭-૮) આમાં વર્ણવેલી ક્રિયા માનસિકછે. ફુલ વગેરે વનસ્પતિ ઉપર ઝાકળ પડવાથી તે શોભે છે અને તેથી આનંદિત થયેલી લાગે છે. કવિતા વગેરે બાબતોમાં પણ તેના અંશનો સ્પર્શ થતાં ( એટલે તેનો અંશ આ- વતાં ) કવિ વગેરે આનંદમાં આવી જાયછે.

(૯) કોયલના ટહુકાથી ભરપૂર રાત્રિ મનમાં આનંદ પામતી સહસા ગાજે છે, અને તેનાથી–મધુ માસમાં કોયલના ટહુકાથી–ત્હેનો (કોયલનો) સાથી પણ વિવિધ રંગથી ખીલેછે.

મધુમાસ=ચૈત્રમાસ.

(૧૦) વનસ્પતિ માત્ર ઉપર ઝાકળ પડવાથી, ભીની થઇ દ્રવતી હોય એમ લાગે છે. તેમજ અત્રે પણ સંયોગના સંસ્કારથી, અને કલ્પેલી પ્રિયાના સ્વરથી પ્રિયજનના સુતેલા સંસ્કાર જાગ્યા.

(૧૧) ઝાકળ પડતાં સર્વ સૃષ્ટિ રસમય થાય છે. આ લીલાને અંધારામાં પડતો વરસાદ વધારે ખીલાવે છે. એટલે ઉપર પ્રમાણે કહેલા સંયોગથી ઉત્પન્ન થયેલા રસથી સૃષ્ટિલીલા વ્યાપ્ત થાયછે, અને અંધકારમાં સ્નેહરસની વૃષ્ટિ થવાથી નાયકનું હૃદય ચમકેછે.

(૧૨) વાચ્યાર્થ સ્પષ્ટ છે.

આખા જગતનો સ્નેહરસ અહીં ખડો થઇ ગયો, એમ દેખાતું હતું, અને સ્વર્ગગંગામાંથી આવ્યો હોય એમ કાળા મેઘ જેવા શોકમય વિચારોને પણ પ્રકાશમાન કરી મુકેછે.

(૧૩) અંતઃકરણમાં પેશી જતી રસધારા અધિકાર પ્રમાણે આનંદ આપતી હતી.

(૧૪) આ સૃષ્ટિલીલામાં રહેલી રસવૃષ્ટિ જડ અને ચેતન સર્વ પદાર્થમાં કાંઇ અલૌકિક રમણીયતા ઉત્પન્ન કરતી હતી.

આવી રસવૃષ્ટિથી ભૂતનું હૃદય જાગ્યું અને વિચાર કરવા લાગ્યું; અને તેને જાણે વૃષ્ટિજ કાંઇ કહેતી હોય એમ કલ્પ્યુંછે.

## ૫૩ વૃષ્ટિ.

સૃષ્ટિલીલાથી ઉત્પન્ન થતા રસમય વિચારોની અને તેથી થતી વિવિધ અસરનું આ કાંડમાં વર્ણન છે. તે વર્ણન જુદી જુદી રીતે પડતો વરસાદ અને તેની જુદી જુદી થતી અસરના રૂપમાં મુકાયેલું છે. ગયા કાંડમાં કહ્યા મુજબ વૃષ્ટાનેજ બોલતી કલ્પેલી છે. કાંડના પછવાડેના ભાગમાં વૃષ્ટા નાયકને કહેછે કે આવા રમણીય પ્રસંગે ત્હારૂં હૃદય ઉઘાડ, તેથી ત્હારૂં હૃદય સમજનાર હૃદય મળીજ આવશે, વાસ્તે હે રસિક ! ત્હારા સ્નેહનો વરસાદ વરસાવ. આવી વૃષ્ટિથી નાયકના હૃદયમાં વિચાર ઉભરાયા અને તેમાંજ રસિક પ્રિયાને નાશી જતી દીઠી અને તેની પછવાડે 'પ્રિયે ! ક્યાં ચાલી?' કરી એનુ મન દોડ્યુ. વૃષ્ટિનુ વર્ણન કવિતાને બરોબર લાગે છે, અને તે અર્થ ખુલ્લો છે. બીજો અર્થ સૃષ્ટિલીલામાં રહેલો રસ એવો કરેલોછે.

[૧] સર્વ વૃત્તિઓ રસથી આનંદમય થવાથી મન શીતળ થયુ અને તેથી શાંતતાની ઉંઘ આવે એ સ્વાભાવિક છે.

[૨] હું રસિક હૃદયમાંથી ઉત્પન્ન થઇ છું અને સારી પેઠે વરસુંછું અને તેથી જડ પૃથ્વી પણ દ્રવિત થાયછે.

રસદ ઘન=પાણીવાળી વાદળી–રસિક નાયક.

(૩) સ્નેહદર્શનરૂપી વાછરડાથી મેઘ(નાયક) રૂપી ગાય દોહવાથી જગત્ રૂપી વાસણમાં સ્નેહવૃષ્ટિરૂપી ધારાઓ છુટી.

(૪) અંધારામાં પણ ઇશ્વરના ઘરમાં એટલે જગત્માં સૃષ્ટિલીલા જાગી રહી છે. અને ત્હારા દુઃખમાં પણ હું ત્હને ખીલાવુંછુ. વાસ્તે હે હૃદય! તુ ખીલ.

(૫) હું ઉચ્ચ અંતઃકરણમાંથી જન્મ પામી પૃથ્વી ઉપર આવુંછું. અને રસમય થયેલી પૃથ્વી લીલુ (સુંદર) અંગ ધરવા છતાં પણ દુઃખી થાયછે. નાયકનું મન પણ સ્નેહવૃષ્ટિથી પ્રફુલ્લ થયા છતાં પણ ઝુરે છે.

(૬) વિવિધ વાદળીઓના જળરૂપી અંબોડા જેવી હું પર્વત ઉપર પડુછું. અંબોડો છુટતાં વાળ છુટા થઇ પડેછે તેમ હું ધારા રૂપે વેરાતી પડુછું.

(૭) કોઈ વખત પવન રૂપી નિસરણી ઉપર ધીમે ધીમે રમતી હોઉં એમ આડી ઊતરૂંછું. અને કોઇ વખત તેના ઉપરથી ભૂસ્કો પણ મારૂંછું.

(૮) જુદી જુદી રીતે પડતો વરસાદ આ પદમાં વર્ણવ્યોછે. સ્નેહ તરંગનું પણ તેમજ.

(૧૦) ઘણી વખત યમની માફક વગર દેખાયે નીચે પડુછું, પણ તેની માફક હું લોકોના પ્રાણ ન હરતાં તેમના જીવનમાં વૃદ્ધિ કરૂછું, આત્મા તૃપ્ત કરૂછું.

(૧૧) દુનિઆ આ રસવૃષ્ટિને દેખી શકતી નથી પણ એના પરિણામે થયેલો આનંદ, સંતોષ જ્યારે જોશે ત્યારે રાત્રિએ પડેલો વરસાદ તેના રહેલા શુભ ચિન્હથી જણાયછે તેમ જણાશે.

૧૩/૨ રસ દ્રવેજ મેરૂ=મેરૂપર્વત જેવા કઠણ હૃદયવાળાનાં હૃદય પણ મારાથી દ્રવેછે.

(૧૪) સર્વ હૃદયમાં રસ ભરીને મ્હારો પ્રભાવ દુનિયાને દેખાડી આપુછું.

(૧૫) આ રસવૃષ્ટિથી ઘણાનાં હૃદય ક્ષુભિત થાયછે. અને કેટલાકનાં ઘણા વખતથી દુઃખી મનને આશ્વાસન મળેછે.

(૧૬) ઝાડને પાંદડે વગેરે ઠેકાણે સૃષ્ટિલીલા દેખાવાથી રસ ઉત્પન્ન થાયછે.

(૨૦) હૃદય રૂપી વિણા, હે રસિક! તુ વગાડવાનું શરૂ કર અને હું ત્હને તાલ આપીશ.

(૨૨) વજ્ર જેવા કઠણ હૃદયને તું પીગળાવ અને પોલા થઈ ગયેલા નરમ હૃદયને ઉઘાડીદે. ત્હારી શીખામણ સાંભળીને કેટલાંક હૃદય રસિક બની જશે.

૨૪/૫-૨ આ રસવૃષ્ટિથી એના અંગમાં વિચિત્ર સંસ્કાર જાગ્યા અને હ્રદયવીણામાંથી રૂદનસુર ઉભરાવા માંડયા. અર્થાત હ્રદય રૂદન કરવાની સ્થિતિએ પ્હોચ્યું.

## ૫૪ સ્નેહસંસારનું દર્શન.

ગયા કાંડમાં કહ્યા મુજબ રસિક પ્રિયાને નાશી જતી જોઇ હે પ્રિય! તું ક્યાં ચાલી એમ કહેતો કહેતો હ્રદયભૂત તેની પછવાડે દોડયો. પ્રિયા એકવાર નજરે પડવાથી પાછો સ્નેહસંસાર દૃષ્ટિ આગળ ખડો થયો અને તે સંભારી હ્રદયભૂત રૂદન કરેછે તેનુ આ કાંડમાં વર્ણનછે.

પ્રિયાને હ્રદયભૂત કહેછે કે મ્હને છોડી જઇ ત્હેં તો ઉર-ઘાત કર્યોછે, પણ હું તેવો નહીં થાઉં-તું મને ભુલી ગઇ લાગેછે પણ હું તને નહીં ભૂલુ-ત્હારા સ્નેહથી હજુ હું ધરાયો નથી. પછિ પોતાના મનને સંબોધિ એને કહેછે કે, પ્રિયાની પછવાડે ત્હારી મરજી હોય તો રડી રડીને થાકીને વિરક્ત થજે; અથવા તો ત્હેનો વિચાર કર્યા કરી સદા બળ્યા કરજે. જેમ દુ:ખ સરોવરની અંદર રસરૂપી કુવામાંથી સ્હેર આવતી હોય તેમ શોક સાગરમાં ડુબેલાને આવી રીતે ધીરજ પળવાર આશા આપેછે.

અને તેનુ ( sympathetic ) અનુકરણ કરતી હોય તેમ અંધારામાં આગીઆની પાંખ પ્રકાશ પામી.

( ૧ ) દુ:ખના મોજાં નિષ્ફળ જવાથી ગુસ્સે થઇને કુદતાં હોય એમ કુદતાં હતાં. અને શોકવાયુ હ્રદયને ફુંકતો હતો-બાળતો હતો. અને નિરાશાના કાળા મેઘ સર્વત્ર પ્રસરી ફરતા હતા, એ સર્વ યાદ આણી હે મન! તું રૂદન કર્યા કરજે.

( ૨ ) સંસારને સાગર કલ્પી એમાં રતિ-સ્નેહ વહાણમાં પ્રિયા સાથે વિહાર કરતો હતો.

( ૩ ) આખા બ્રહ્માંડમાં ઉપર આકાશ નીચે પાણી અને વચ્ચે સ્નેહ-નૌકામાં પ્રિયાનુ ને પોતાનું એક થયેલુ હ્રદય, એવી સ્થિતિ ભોગવતું હતું તે દશા ભૂલી જઇ પ્રિયા નાશી ગઇછે.

( ૪ ) દુ:ખી થયેલ હ્રદય સ્નેહી હ્રદય ઉપર ભમેછે અને આ સ્નેહ એકેશ્લેષ વિચિત્ર આનંદ આપેછે. અને આવાં સ્નેહીજનને દુનીઆની દરકાર રહેતી નથી.

( ૫ ) વાદળાંથી ઘેરાયલા આકાશમાં પક્ષીનુ પરસ્પર ગાઢ પ્રીતિથી બંધાયેલુ જોડું દેખાયછે. વાદળાંના છિદ્રમાંથી તે દેખાયછે, એટલે-શોકથી ચારે પાસ છવાઇ રહ્યા છતાં આ અલૌકિક યુગલ પ્રેમમાં મગ્નછે.

૬ ત્હારી સખિ સાથે, વસન્તથી આનંદમાં આવી જઇ, સુખ દુઃખ રૂપી રૂતુનું વિસ્મરણ થઈ જઈ રસ પવનમાં હું ઝુલી રહ્યો હતો, તેનું શાથી ભુલી ગઇ. સુખ દુઃખ એ બે ઋતુ કલ્પિછે. વસન્તને લીધે તેમનો પ્રતાપ મંદ પડી ગયો છે. ને વસંતના પ્રભાવથી સ્નેહરૂપી પવનની લ્હેરમાં હૃદયભૂત ઝુલી રહ્યો હતો તેનુ સ્મરણ થાયછે.

૭ મ્હારા હૃદયમાં કારી ઘા કરી તું જેવી ઉર-ઘાતી થઇછું તેવો હું કદિ થવાનો નથી.

૮ ત્હારી વિચિત્ર મોહની જતી રહેવાથી સુખ દુઃખ વિસારે પાડે એવું કાંઇ રહ્યું નથી.

## ૫૫ પ્રભાકીટ.

આ કાંડમાં આગીઆને બોલતો કલ્પ્યોછે. પરમાત્માએ આગીઆમાં તેજ મુકવા છતાં તેમાં કાંઇ ખામી ક્હાડી અસંતુષ્ટ થઇ પરમેશ્વરની આગળ ફરીઆદ કરેછે. દુનીઆમાં સુખી હોવા છતાં એવા ઘણા હોયછે કે જેમને દુઃખી થવાનુ કાંઇ કારણ મળીજ આવેછે. અત્રે કર્તાએ આગીઆને આવી રીતનો અધમ કલ્પ્યોછે. આગીઆથી તદ્દન ઉલટાજ કેટલા એવા પણ હોયછે કે જેઓ દુઃખમાં પણ આનંદ માનેછે. આપણો નાયક એવોછે, તે ગયા કાંડના અંત ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે.

૧ હે પરમાત્મા ! મ્હને ત્હેં તેજસ્વી બનાવીને આમ જંગલમાં એકલો નાંખ્યોછે.

( ૨ ) મારૂં તેજ ત્હારે સ્વાધિનછે, અને વળી ક્ષણે ક્ષણે નિસ્તેજ થઉ જાઉછું એવો ત્હેં મ્હને બનાવ્યોછે.

( ૫ ) જે પુરૂષ પ્રિયાના સંયોગ વખતે સુખીછે તે પ્રિયાના વિયોગના શોકમાં પણ સુખીઓછે.

( ૬ ) એના રોવામાંજ સુખ મળતું હોય તો ભલે એ સુખ લે—અને હે દેવ ! જ્યારે રોવામાંજ સુખ માનવાનો યત્ન ત્હેં માંડયોછે ત્યારે મારા અંતઃકરણની પણ આહુતિ લે—અર્થાત્ હું પણ એમાંજ આનંદ માનીશ.

આગીઆનો ઝીણો મધુર સ્વર હજુ તો પૂરો વ્યાપી રહ્યો નથી અને પ્રભાકીટ પોતાનું તેજ જોઇ ખુશી થતોજ જાયછે એટલામાં તો એના સ્વરને અને તેજને ઢાંકી દેતી અને શોકરૂપી વાદળું ચીરી નીકળતી વીજળી ચમકવા લાગી.

## ૫૬ વીજળી.

આ કાંડમાં શોકનો નાશ કર્તા અને મૃત્યુનો પડદો ફાડી પાછળના સત્વનુ દર્શન કરાવનાર સ્મશાન-પ્રબોધનું વર્ણન છે. સ્મશાન વૈરાગ્યથી ક્ષણીક પારલૌકીક જ્ઞાન ઉત્પન્ન થાયછે આ સર્વ કોઇને વિદિતછે. આ જ્ઞાન જો ખરૂં પ્રાપ્ત થયું હોય તો સાધારણ જનસમૂહની વાસનાઓ રહેતી નથી. સ્મશાનપ્રબોધ રૂપ શોકનાશક પ્રકાશ જેવી આ વીજળી મૃત્યુ પાછળનો પડદો દૂર કરી ભૂતનાયકને તેની પ્રિયાનું દર્શન કરાવે છે.

આ પ્રમાણે તેની ઇચ્છા તૃપ્ત કરી વીજળી હૃદયભૂતને પોતાની તરફ લેવા માંગેછે. હૃદયભૂત પોતાની પ્રિયાને જોઇને વીજળીને ન ગણતાં પ્રિયાના વિચારમાં પડી જાયછે. વીજળી આથી તેના ઉપર ગુસ્સે થાયછે. આ સ્મશાનપ્રબોધથી જાગેલા જ્ઞાનને લીધે દુનીઆની સર્વ વસ્તુઓ તેના-ખરા રૂપમાં જણાયછે. અને તે સ્વરૂપમાંથી માણસને મળતો બોધ ગર્જના જેવો લાગેછે.

૧ વાચ્યાર્થ સ્પષ્ટ છે. કર્તાની નોટમાં કહ્યા મુજબ કાંડનો આરંભનો ભાગ પત્નીવ્રત પુરૂષને લલચાવનાર સ્ત્રીને પણ બરોબર લાગુ પડેછે.

વીજળી-જગદ્‌વ્યાપી સ્મશાનપ્રબોધ રૂપ શોકનાશક પ્રકાશ, હૃદય ભૂતને કહે છે કે તું જનવાસનાઓ તજી મ્હારી સંગતી કર, શોકમાં મ્હારી સાથે ગાઢ આલીંગન કરવાનો ત્હને પ્રસંગ મળયો છે, તો તે પ્રમાણે કર.

જગતમાં દુઃખ સમયે દુનીઆની વસ્તુઓ ઉપર ત્યાગ આવી જાય છે અને તેજ ખરા જ્ઞાનનો પ્રસંગ છે.

(૨) આખી દુનીઆ અજ્ઞાનની ઉંઘમાંછે. હૃદયભૂતને લલચાવનારી સ્ત્રી લેતાં અર્થ સ્પષ્ટ છે.

(૩) જ્ઞાની પુરૂષ દુનીઆના એક ખુણામાં પડી રહ્યોછે અને જ્ઞાન પ્રકાશ રૂપ વીજળીને જોઇ તેનું હૃદય ચમકેછે, અને એના મનમાંફોગટની ચટપટી થઇ રહેછે.

(૪) જ્ઞાનના ગાનનુ પૂરેપૂરૂ પાન કરનાર, ખરી લહેર સમજનાર કવિઓ પણ દુનિઆના એક ખુણામાં પડી રહ્યાછે.

(૬) હે પૃથ્વી ઉપર જનમ્યા માનવી! પૃથ્વી ઉપર જનમ્યા છતાં આકાશમાં વાસ હોવાથી હું આકાશપુત્રી નામે ઓળખાઉંછું. આવી ઉચ્ચ સ્થળવાસી પૃથ્વીના એક સાધારણ પુરૂષ સાથે ક્રીડા કરવા ઇચ્છા રાખેછે એ એક ત્હારા જેવા સાધારણ પુરૂષનું સદ્‌ભાગ્ય લેખાય. શોકનાશક પ્રકાશ પણ મનુષ્યમાં આવે તો તે તેનુ સદ્‌ ભાગ્યજ ગણાય.

૬ ત્હારી સખિ સાથે, વસન્તથી આનંદમાં આવી જઇ, સુખ દુઃખ રૂપી રૂતુનું વિસ્મરણ થઈ જઈ રસ પવનમાં હું ઝુલી રહ્યો હતો, તેનું શાથી ભુલી ગઇ. સુખ દુઃખ એ બે ઋતુ કલ્પિછે. વસન્તને લીધે તેમનો પ્રતાપ મંદ પડી ગયો છે. ને વસંતના પ્રભાવથી સ્નેહરૂપી પવનની લ્હેરમાં હૃદયભૂત ઝુલી રહ્યો હતો તેનુ સ્મરણ થાયછે.

૭ મ્હારા હૃદયમાં કારી ઘા કરી તું જેવી ઉર-ઘાતી થઇછું તેવો હું કદિ થવાનો નથી.

૮ ત્હારી વિચિત્ર મોહની જતી રહેવાથી સુખ દુઃખ વિસારે પાડે એવું કાંઇ રહ્યું નથી.

## ૫૫ પ્રભાકીટ.

આ કાંડમાં આગીઆને બોલતો કલ્પ્યોછે. પરમાત્માએ આગીઆમાં તેજ મુકવા છતાં તેમાં કાંઇ ખામી ક્હાડી અસંતુષ્ટ થઇ પરમેશ્વરની આગળ ફરીઆદ કરેછે. દુનીઆમાં સુખી હોવા છતાં એવા ઘણા હોયછે કે જેમને દુઃખી થવાનુ કાંઇ કારણ મળીજ આવેછે. અત્રે કર્તાએ આગીઆને આવી રીતનો અધમ કલ્પ્યોછે. આગીઆથી તદ્દન ઉલટાજ કેટલા એવા પણ હોયછે કે જેઓ દુઃખમાં પણ આનંદ માનેછે. આપણો નાયક એવોછે, તે ગયા કાંડના અંત ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે.

૧ હે પરમાત્મા ! મ્હને ત્હેં તેજસ્વી બનાવીને આમ જંગલમાં એકલો નાંખ્યોછે.

( ૨ ) મારૂં તેજ ત્હારે સ્વાધિનછે, અને વળી ક્ષણે ક્ષણે નિસ્તેજ થઉ જાઉછું એવો ત્હેં મ્હને બનાવ્યોછે.

( ૫ ) જે પુરૂષ પ્રિયાના સંયોગ વખતે સુખીછે તે પ્રિયાના વિયોગના શોકમાં પણ સુખીઓછે.

( ૬ ) એના રોવામાંજ સુખ મળતું હોય તો ભલે એ સુખ લે–અને હે દેવ ! જ્યારે રોવામાંજ સુખ માનવાનો યત્ન ત્હેં માંડયોછે ત્યારે મારા અંતઃકરણની પણ આહુતિ લે—અર્થાત્ હું પણ એમાંજ આનંદ માનીશ.

આગીઆનો ઝીણો મધુર સ્વર હજુ તો પૂરો વ્યાપી રહ્યો નથી અને પ્રભાકીટ પોતાનું તેજ જોઇ ખુશી થતોજ જાયછે એટલામાં તો એના સ્વરને અને તેજને ઢાંકી દેતી અને શોકરૂપી વાદળું ચીરી નીકળતી વીજળી ચમકવા લાગી.

### ૫૬ વીજળી.

આ કાંડમાં શોકનો નાશ કર્તા અને મૃત્યુનો પડદો ફાડી પાછળના સત્વનુ દર્શન કરાવનાર સ્મશાન-પ્રબોધનું વર્ણન છે. સ્મશાન વૈરાગ્યથી ક્ષણીક પારલૈકીક જ્ઞાન ઉત્પન્ન થાયછે આ સર્વ કોઇને વિદિતછે. આ જ્ઞાન જો ખરૂં પ્રાપ્ત થયું હોય તો સાધારણ જનસમૂહની વાસનાઓ રહેતી નથી. સ્મશાનપ્રબોધ રૂપ શોકનાશક પ્રકાશ જેવી આ વીજળી મૃત્યુ પાછળનો પડદો દૂર કરી ભૂતનાયકને તેની પ્રિયાનું દર્શન કરાવે છે.

આ પ્રમાણે તેની ઇચ્છા તૃપ્ત કરી વીજળી હૃદયભૂતને પોતાની તરફ લેવા માંગેછે. હૃદયભૂત પોતાની પ્રિયાને જોઇને વીજળીને ન ગણતાં પ્રિયાના વિચારમાં પડી જાયછે. વીજળી આથી તેના ઉપર ગુસ્સે થાયછે. આ સ્મશાનપ્રબોધથી જાગેલા જ્ઞાનને લીધે દુનીઆની સર્વ વસ્તુઓ તેના ખરા રૂપમાં જણાયછે. અને તે સ્વરૂપમાંથી માણસને ગળતો બોધ ગર્જના જેવો લાગેછે.

૧ વાચ્યાર્થ સ્પષ્ટ છે. કર્તાની નોટમાં કહ્યા મુજબ કાંડનો આરંભનો ભાગ પતીવ્રત પુરૂષને લલચાવનાર સ્ત્રીને પણ બરોબર લાગુ પડેછે.

વીજળી-જગદ્વ્યાપી સ્મશાનપ્રબોધ રૂપ શોકનાશક પ્રકાશ, હૃદયભૂતને કહે છે કે તું જનવાસનાઓ તજી મ્હારી સંગતી કર, શોકમાં મ્હારી સાથે ગાઢ આલીંગન કરવાનો ત્હને પ્રસંગ મળયો છે, તો તે પ્રમાણે કર.

જગત્માં દુઃખ સમયે દુનીઆની વસ્તુઓ ઉપર ત્યાગ આવી જાય છે અને તેજ ખરા જ્ઞાનનો પ્રસંગ છે.

(૨) આખી દુનીઆ અજ્ઞાનની ઉંઘમાંછે. હૃદયભૂતને લલચાવનારી સ્ત્રી લેતાં અર્થ સ્પષ્ટ છે.

(૩) જ્ઞાની પુરૂપ દુનીઆના એક ખુણામાં પડી રહ્યોછે અને જ્ઞાન પ્રકાશ રૂપ વીજળીને જોઇ તેનું હૃદય ચમકેછે, અને એના મનમાં ફોગટની ચટપટી થઇ રહેછે.

(૪) જ્ઞાનના ગાનનુ પૂરેપૂરૂ પાન કરનાર, ખરી લહેર સમજનાર કવિઓ પણ દુનિઆના એક ખુણામાં પડી રહ્યાછે.

(૫) હે પૃથ્વી ઉપર જનમ્યા માનવી! પૃથ્વી ઉપર જનમ્યા છતાં આકાશમાં વાસ હોવાથી હું આકાશપુત્રી નામે ઓળખાઉંછું. આવી સ્થળવાસી પૃથ્વીના એક સાધારણ પુરૂપ સાથે ક્રીડા કરના એ એક ત્હારા જેવા સાધારણ પુરૂપનું સદ્ભાગ્ય લે પ્રકાશ પણ મનુષ્યમાં આવે તો તે તેનુ સદ્ ભાગ્યજ

(૭) નદી જેવી હું તે ઈંદ્રિધનુ–મેઘધનુષ્ય સાથે મૈત્રી કરી મેઘ સાથે ઘણો વખત મ્હેં ક્રીડા કરીછે. મેઘધનુષ્ય હોયછે. ત્યારે વાદળાં હોયછે. મેઘધનુષ્યની દોસ્તી કરવાથી આ પ્રસંગ તેને મળી શક્યો. નદી મેઘપત્ની ગણાયછે.

(૮) હે હૃદયભૂત! ત્હારા સ્નેહરસની નદી ત્હેં આખા જગતમાં પ્રસારી, અને એ સ્નેહરસ જળથી સર્વત્ર લીલોતરી પ્રસરી રહી હતી; આનંદ દાયક દેખાવ મચી રહ્યો હતો.

(૯) આ નાશ–પ્રલય જેવો અંધકાર વ્યાપી રહ્યોછે તેથી ત્હારી પ્રિયા છે છતાં તેને તું દેખતો નથી.

(૧૦) યમવશ થવાથી નહીં દેખાતી ત્હારી પ્રિયાને મ્હેં ત્હારી આંખને ક્ષણિક કાંઇ અલૌકિક જ્ઞાન આપી દેખાડી.

(૧૧) સ્વપ્ન જેવી લાગતી પણ વસ્તુતઃ જ્ઞાન પ્રકાશ થયે સાચી એવી મ્હેં અજ્ઞાનને થકવી ત્હારી આગળ ત્હારી પ્રિયાને ઉભી કરીછે.

ચપળા–ચંચળ સ્ત્રી; આ જ્ઞાન જો ખરેખરૂં મળ્યું ન હોય તો ચંચળ સ્ત્રી માફક હાથમાંથી સરી જાય છે પણ ખરૂં મળે તો હમેશને વાસ્તે સાચું રહેછે.

(૧૨) હું ( વીજળી–અજ્ઞાનછેદક–શોકનાશક પ્રકાશ ) ત્હને દરેક પ્રકારની નીશાનીઓ કરી, ચારે પાસ અજ્ઞાનનો નાશ કરી, અને તેમ કરવામાં અનેકધા સ્પર્શ કરી, ત્હારામાં ચમક ઉત્પન્ન કરી, ત્હને જ્ઞાનનો રસ્તો બતાવી હું પૃથ્વી ઉપર આવુંછું.

અજ્ઞાન કહાડી નાંખી જ્ઞાનની ઉત્કંઠા ઉત્પન્ન કરી તે રસ્તે જવા નીશાની બતાવી, ત્હારાથી મેળવી શકાય એટલે નીચે અવસ્થાને આવી મ્હારી તરફ ત્હારો પ્રેમ ઉત્પન્ન કરવા મથુછું.

(૧૩) મ્હેં આટલો પ્રેમ ઉત્પન્ન કર્યો, ત્યારે મને ત્યજી તું સંતાઇ જતી ત્હારી પ્રિયા સાથે સંયોગ કરવા તૈયાર થયો. ખરેખર મ્હેં ફક્ત સ્ત્રીબુદ્ધિ વાપરીછે. કારણ યમતિમિર દુર કરી ત્હારી પ્રિયાનું તને દર્શન કરાવી મ્હારૂં કે ત્હારૂં બેમાંથી એકેનું મ્હેં સાર્થક ન કર્યું.

(૧૪) ઉપર આ પદ સમજાવ્યુંછે.

## ૫૭ ગર્જના.

સંસારમાં વિવિધ રૂપે પ્રકાશમાં આવતી જુદી જુદી, માણસની કાર્યની કારણભૂત થતી ઇચ્છાઓ દુનીઆમાં શોરબકોર કરી મુકી માણસના કાન ભરી દે છે. જુદા જુદા શ્લોકમાં વર્ણવેલા ઉદ્દેશ વિવિધ કાર્યના પ્રેરક થાયછે.

આવી સ્પષ્ટ થતી મનુષ્યની ઇચ્છાઓને ગર્જના કલ્પીછે. આ ગર્જના કહેછે કે હે ભૂત ! જુદા જુદા હૃદયોમાંથી જન્મ પામેલી હું નિરંતર અવાજ કરી જગતને બ્હેરૂં કરી દઉંછું, છતાં તું આવું વિરહમાં નિરાશ થવાથી બાયલું થઇને મ્હને સાંભળતું પણ નથી અને પ્રેરતું પણ નથી.

હે ભૂત ! આખા બ્રહ્માંડની અનેક વાણીનો કોલાહલ ત્હને બ્હીવરાવી શકતો પણ નથી, તેમ ત્હને તેમાં સામેલ કરી શકતો પણ નથી ! તું તો માત્ર પ્રિયાના વિયોગની ધુન મચાવી રહ્યુંછે.

(૧) હું સર્વ સ્થળે વ્યાપી રહ્યુંછું; અને બધાને ત્રાહે ત્રાહે પોકરાવુંછું.

(૨) કર્તાની નોટ જુઓ.

અંધકાર ઉત્પન્ન કરી રાત્રિ દિવસ જગતને ઘેરી ક્રૂર ગર્જના કરી મેઘ જગતને દુઃખ આપે છે. પણ એ દુઃખમાંથી સુખ થાય છે. એવા પ્રકારના પણ કાર્યપ્રેરક હેતુ હોયછે.

(૩) બધે પોતાનું તેજ પ્રસરાવી દેતી, લોકને આંજી દેતી, વજ્ર જેવા આકાશને ફાડી નાંખતી વીજળી વિજયી થઇને ગાજે છે. કેટલાક મનુષ્યની હૃદયશક્તિ વીજળી જેવા પ્રકાશથી સર્વને આંજીદે છે અને વજ્ર જેવા દૃઢ મનવાળા માણસને પણ મ્હાત કરીદેછે. આ પણ એક પ્રવૃત્તિ સાધનાનો પ્રકાર છે.

( ૪–૭ ) [૭] ઇશ્વરના માનીતા સમુદ્રના રાક્ષસી છોકરા જેવો ક્રૂર પવન દુઃખ આપવામાંજ સુખ માનતો ગાજતો ફરેછે. અત્રે આવા મનુષ્યનું રૂપક પવન છે. અને તેવા પવનની ( મનુષ્યની ) ચેષ્ટાઓ ( ૪–૫–૬ ) માં વર્ણવીછે.

૪ પવન સમુદ્રના પેટમાં લાત મારી મોજાં ઉછાળેછે. દુષ્ટ મનુષ્ય પણ એવીજ રીતે સુપુરૂષનું હૃદય દુઃખાવી તેના વિકારો ઉછાળેછે.

૫ ઉપર વર્ણવેલા સર્વ કાર્યમાં આનંદ માની ( પારકાને દુઃખ દઇ આનંદ માની ) હસ્યા કરે છે.

૬–૭ પૃથ્વી ઉપરના મકાનો તોડી નાખેછે અને સમુદ્ર ઉપરના વહાણને ડુબાડેછે.

( ૮–૯ ) વળી કેટલાક ચડાઇ કરી જીતનાર રાજા જેવા, જ્વાલામુખી પર્વત જેવા, દુનીઆનો નાશ કરતાં ગાજેછે.

૮–૯ તોપ વગેરે આધુનિક નાશસાધનો વર્ણવ્યાંછે.

જીવ રૂપી ઢાંકણું જશે એટલે તું મ્હારૂ ખરૂ સ્વરૂપ જોઈ શકીશ. એ ઢાંકણું પણ કાણા વગરતું નથી કે જેથી તું મ્હારૂ સ્વરૂપ બીલકુલ ન દેખી શકે. અને આ ઢાંકણા નીચે રહીનેજ તું મ્હારી ખરી ખુબી પરખવા શક્તિવાન થઇશિ. (૨૨-૨૭)

વળી જેને તું ત્હારી પ્રિયાના દર્શન વચ્ચે આવનો પડદો માનેછે તે વસ્તુતઃ છેજ નહીં; તે તો મ્હારામાં ભળી ગયેલું છે. અને ત્હારી પ્રિયાનો આત્મા આ દેખીતી અડચણ પાછળ રહીને પણ ત્હારો સંસર્ગ રાખેછે. (૨૮-૨૯)

આવી રીતે અંધકારમાં (દુઃખમાં પણ) આકાશ પોતાના વિસ્તારમાં તારા ( આશ્વાસક બોધવચનો ) રાખે છે, અને પૃથ્વી ઉપરના અંધારા બેટની આસપાસ આકાશ-સમુદ્ર બોધની ગર્જના કરે છે. ઘોર રાત્રિમાં ( મહા દુઃખમાં ) આવી આકાશમાંથી ઉત્પન્ન થતી ઉચ્ચ વાણી સાંભળી, અધમતામાં જન્મેલો આ અગાધ વિચાર નહીં સમજનાર અને આ અપૂર્વ બોધથી બેહેરો થઇ ગયેલો કુતરા જેવો ક્ષુદ્ર જીવ આ બોધનો મર્મ ન સમજતાં ભસવા લાગ્યો. (૩૦)

(૧) હું વિશ્વમાં સમાઉંછું ને વિશ્વ મ્હારામાં સમાયું છે. આવી રીતે સર્વવ્યાપક થઇ હું જગદીશનુ અનુકરણ કરૂછું.

(૩-૪) વિશ્વમાં સૂર્ય જેવા અનેક ગ્રહ છે, અને પૃથ્વી ઉપરથી નાના તારા જેવા દેખાય છે પણ તેની પાસે જઈ તેનું ક્ષેત્ર માપવું હોય તો જુગના જુગ વિતિ જાય. એવા મોટા પદાર્થને હું મ્હારા ઉદરમાં રાખુ છું તો પણ તેનીજ સાથે મનુષ્યના નેત્રરૂપી અલ્પ ગર્ભ પણ પોષું છું.

(૬) વાદળાં રૂપી હાથેલીવડે દુઃખીઆરી પૃથ્વીના અંતઃકરણ ઉપર હું હાથ ફેરવુંછું અને પર્વતની ટોચને હું સ્પર્શ કરૂંછું. (Clouds are said to kiss the mountain tops.)

(૭) મનુષ્યના ચર્મચક્ષુ પૃથ્વી રૂપી ગર્ભમાં હોય છે, તે વખતે ઉંચ-નીચ વગેરે ભેદ જુવે છે, પણ જ્ઞાન વડે એ ચક્ષુ જ્યારે ગર્ભમાંથી બ્હાર આવી વિશ્વને તેના ખરા રૂપમાં જુવે છે ત્યારે ભેદ માત્ર છોડી દઇ સર્વ સ્થળે સમાનતા જુએછે.

( ૮ ) માણસના બુદ્ધિરૂપી ઘર ઉપર માયા આવરણ રૂપી છાપરાં હું મુકુંછું અને તે જોઇને માણસ પોતપોતાના અધિકાર પ્રમાણે દુઃખી યા સુખી થાયછે. ( જ્ઞાની પુરૂષો બુદ્ધિનો પ્રભાવ ટુંકો થવાથી રડેછે. ) કેટલાક

ગરૂડ જેવા બળવાન બુદ્ધિવાળા અજ્ઞાનના આવરણને તોડી નાંખી અજ્ઞાનના માથા ઉપર ચ્હડી ઉભા રહેછે.

( ૯ ) આવો પુરૂષ મ્હારી શુદ્ધ અનન્તતા જોઇને આનંદ પામેછે અને મ્હારા જેવું વિશાળ હૃદય કરી જગતને જીતતો હોય તેમ પ્રફુલ્લ થાયછે.

( ૧૦ ) ધુમસ જેવા ધૂમકેતુ ( અજ્ઞાનના આવેશ ) કોઇક ક્ષણે તેની દૃષ્ટિને ઢાંકી દેછે પણ તરતજ તે ઉડી જાયછે અને એ પાછો મ્હારા રૂપને જોઇ શકેછે.

( ૧૧ ) મ્હારા પ્રદેશમાં જોવામાં ના આવતો હોય, પણ દોરી રાખેલો હોય એવે એકજ રસ્તે એક બીજાને ખેંચતું નાના મોટા ગ્રહનુ મંડળ ફર્યા કરેછે.

( ૧૨ ) માણસો મ્હારૂ રૂપ ગોળ કલ્પેછે, તે માત્ર હું તેમનો તર્કનો હઉં તેમ તેની અંદર પોતાના વિચારનુ પ્રતિબિમ્બ જુવેછે; એટલે હું નિરાકાર છું પણ લોકો મને ગોળ ધારી લેછે.

( ૧૩ ) પૃથ્વી ફરેછે અને હું સ્થિર છું એમ કહેવાયછે અને હું સ્થિર દેખાઉછુ, પણ હું સ્થિરછુ કે ફરૂછું, તે ખરી રીતે મ્હારા શિવાય કોણ જાણેછે ?

( ૧૪ ) મ્હારા જેવા કેટલાક સ્થિર સત્વો સ્થિર પદાર્થને બાઝીને ચોટી રહે છે, પણ આ સર્વે નાટકના સુત્રધારના પ્રપંચો કેવાછે તેની કોને ખબરછે ?

( ૧૭ ) હે વિશાળ હૃદય ! તારામાં આખું બ્રહ્માંડ સમાઇ જતું હતું તેને આટલું બધું સંકોચી ફક્ત ત્હારી પ્રિયાજ રહી શકે એવું નાનુ કરતાં તું ક્યાંથી શીખ્યું ?

( ૧૯ ) વાદળાં ઓગળી જઇ પૃથ્વી ઉપર પાણી રૂપે પડે છે.

( ૨૧ ) વસ્તુતઃ જગતમાંથી કશુ નાશ પામતુ નથી. ઉકળતું પાણી જતું રહેતું લાગેછે, પણ તે રૂપાન્તર થઇ વરાળરૂપે રહેછે.

"No substance is ever really lost. We cannot really destroy, neither can we really create any matter."

( ૨૩ ) હે ભાઇ ! પરિમિત દૃષ્ટિવાળા મનુષ્યોજ રૂવે અથવા હસેછે. પણ વિશ્વ જેવું વિશાળ હૃદય વિકારથી ( વિદારાતું ) ભેદાતું નથી—શાંતતા તજતું નથી. વિવિધ રંગનાં વાદળાં દૃષ્ટિમર્યાદાને ઢાંકી દેછે પણ તેથી મ્હારો વિશાળ વિસ્તાર ઢંકાતો નથી.

( ૨૫ ) આ જીવનરૂપ વાદળાંનુ ઢાંકણુ ઢંકાયુછે તે મૃત્યુરૂપ પવનથી

ફુટી જશે—વેરાઇ જશે, ત્યારે તું મ્હારો અને ત્હારો બન્નેનો પ્રભાવ જોઇ શકીશ.

### ૬૨ રાત્રિના અન્ધકારમાં રસ્તાવચ્ચે એકલો ઉભેલો શ્વાન.

કુતરા (મહા વિષય ન સમજી શકનાર પામર જીવ) ને મન રોટલો જ જગત્નું સત્ય છે. ગયા કાંડમાં વર્ણવેલી ઉચ્ચ આકાશવાણીની ફીલ્સુફી નહીં સમજનારને મન પોતાના મનની તૃપ્તી જેનાથી થાયછે તેજ દુનીઆનું સર્વસ્વ લાગે છે. હૃદયભૂતને કુતરૂં કહેછે કે દુઃખમાં તું તારે રડયા કર; ત્હારા જેવા રંકના નશીબમાં રડવાનુંજ છે, એ કાંઇ આપણા બન્નેના અનુભવની બહાર નથી.

જગત્ના મહા વિષય ન સમજનાર પામર જીવો સામાન્ય વસ્તુઓમાં લુબ્ધ રહી તેમાં આનંદ માને છે અને આકાશવાણી દ્વારા બતાવેલું અમરજીવન સમજી શકતા નથી. તેમના આવા પામરપણાને લીધે તેઓ ખરા સ્નેહીઓની સ્થિતિ સમજી શકતા નથી અને સ્નેહી તરફ શ્વાન જેવીજ તેમની અનુકમ્પા હોયછે.

હૃદયભૂતે વિરહસમાધિલીન હોવાથી આકાશવાણી અભિનંદિ નહીં તે ગયા કાંડ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. આકાશવાણી ન અભિનંદિ તો આવા પામરની વાણીની તેના ઉપર શી અસર થાય? નભ જેવી પ્રિયામાં ગાઢ લપટાયેલો તે, શ્વાનની વાણી ઉપર અનુકંપા કરતી હતી એવી સહચરીનો પ્રેરાયો, અત્યંત ઉત્સાહના જંગમાં ઘુમવા તૈયાર થયો; હૃદયભૂતે આ સર્વ સાંભળી વિપરીત—પરિચિત સંસ્કાર અનુભવવા માડયો.

### ૬૩ પરિચિત વિપર્યય.

હૃદયભૂતને પ્રિયે, સહચરી પાછી યાદ આવેછે ને તેના વિશે રૂદન શરૂ કરતાં પાછલા સંસ્કાર યાદ આવેછે.

પ્રિયાની સાથ જગત્માં જે જે ક્રિયાઓ કરેલી અને જે જે સંસ્કાર ઉત્પન્ન થયેલા તે, આજે પ્રિય નથી તેવે સમયે તેના હૃદયમાં તોફાન મચાવી બેઠા અને તેનામાં નિરાશા ઉત્પન્ન કરી.

ગયા કાંડોમાં વર્ણવેલી સર્વ વાણીની અસર ન થતાં નવા અનુભવ ભોગવતું, અને નવા નવા રૂપ ધારણ કરતું એવું હૃદયભૂત અંધતિમિર (પ્રાપ્ય અને ત્યાજ્ય, પુણ્ય અને પાપ, શુભ અને અશુભ, એમાં ભેદ ન સમજનાર બુદ્ધિ) ને અનુસરેછે.

અંધતિમિર હૃદયભૂતને આમ પોતાને અનુસરતું જોઇ તે પોતાના વર્ગમાં છે એમ માની ખુશ થાયછે, ફુલાય છે; અને જેમ શ્રી પરમાત્મા

એ વામન સ્વરૂપ હોવા છતાં સર્વ જગત્ ત્રણ પગલાંમાં સમાવી દીધું હતુ તેમ તે સર્વ જગતને ઘેરી વળે છે. આ સર્વ જોઈ પૃથ્વી કંપેછે અને વિચારમાં પડી જાય છે કે આ નવું શું થાયછે. અંધતિમિરતો સગર્વ માનવીના ભાગ્યને હસતું ઘુમાયછે.

## ૬૪ અન્ધતિમિર.

અંધતિમિર જગતના સર્વે ભેદ પોતાનામાં ભેદરહિત સમજેછે. સર્વેમાં ભેદ હોય તોપણ પોતાનામાં કોઇ પણ ઉપર પક્ષપાત નથી; પોતે સ્વચ્છંદે વર્તનાર છે અને એના રાજ્યમાં જ્ઞાની અજ્ઞાનિ સર્વ સમાન છે, એમ માની ગર્વ ધરેછે. તે કહેછે કે હું મ્હારા રાજ્યમાં મ્હારી સ્વેચ્છાએ વર્તી ન્યાય વિરૂદ્ધ કાર્ય કરૂં તેમાં કોઇને શું લાગે વળગે છે? હું પૃથ્વી ઉપર હમેશ એક નહીં તો બીજે સ્થાને તો રાજ્ય કરૂછુંજ. પૃથ્વી! ત્હને લુટવી એ તો મારૂં કાર્યજ છે. મ્હારા આશ્રય નીચે મનુષ્ય સત્ય સ્વભાવે આચરણ કરે છે. પ્રાપ્ય અને ત્યાજ્ય, પુણ્ય પાપ, શુભ અને અશુભ આદિ દ્વંદ ને એક રીતીએ જોનાર બુદ્ધિ, આ સર્વ આ કાંડનો વાચ્યાર્થ છે. આ કાંડનો વ્યંગ્યાર્થ સ્પષ્ટ છે.

કંપારી ખાધાવિના જુલમ કરનાર અધિકારીઓ, પરદેશ ઉપર અનુકંપાહીન રાજ્ય ચલાવનારા વગેરે મનુષ્યો, (જુઓ કર્તાની નોટ) એવી રીતનો અર્થ લેતાં કાંડનો ધ્વનિતાર્થ ઘણો ઉપયોગી છે. ધન અથવા હોદ્દાને લીધે જેમને સાધારણ લોકો નમતાં હોય, પણ નીતિવાન લોકો જેમને નીચ, દુષ્ટ આદિ વિશેષણ આપે છે, એવા લોકો પોતાના કૃત્ય કાંઇ કાંઇ કારણોથી અનિંધ છે, એવું લોકોને અથવા પોતાના અંતઃકરણને સમજાવવા યત્ન કરે છે. તે સર્વ ધ્વનિતાર્થમાં છે.

શીયાળ તિમિરમાં ફરે છે પરંતુ દિનથી પરિચિત છે. તિમિરે દર્શાવેલા કાર્યમાં પ્રવિણ છે પરંતુ તેની દૃષ્ટિ પોતાના સાધ્ય (સાધવાની વસ્તુ) ઉપરછે. અંધતિમિર માફક તે સાધન ભેદ સમજતો નથી એમ નથી પરંતુ તેના મનમાં સાધ્ય વિનાના સાધનના સર્વ ખેલો વ્યર્થ છે; ફક્ત સાધ્ય અર્થે ઉપયોગી સાધનો ઇષ્ટ છે. આવું શીયાળ તિમિરની શોક દર્શાવનારી વાણીથી ખીજવાઇ જઇ ઉરભૂતને ધમકાવવા લાગ્યું.

(૬) મોહાન્ધ થયેલા મૂર્ખને જો હું એક દહાડો સોડમાં સુવાડુછું (મારા આશ્રય નીચે લઇ સુખ આપુછું) તો બીજેજ દહાડે તેને છોડી દઇ આખી રાત ઉજાગરો કરાવું છું. અર્થાત્ દુઃખમાં કહાડાવુંછું.

(૧૩) માંસ છાયું=ખરાબ કૃત્યને સારૂં રૂપ આપી ઢાંકી દઉં તેમાં બીજાને શું?

## ૬૫ શીયાળ.

વાચ્યાર્થ સ્પષ્ટછે. સ્વાર્થી–પેટનીજ પીડા જાણનાર, શીયાળ જેવાં ક્ષુદ્ર પ્રાણી ભૂતના સ્નેહને ગાળો દેતાં અને હસતાં જોઈ ભૂત ધ્રુણી ઉઠેછે. સ્વાર્થી પુરૂષો શીયાળની માફક એમ ધારેછે કે જ્યાં આપણને ના ફાવે ત્યાંથી બીજે ઠેકાણે જવું ને ખુશ રહેવું. વ્યંગ્યાર્થ લેતાં જગતમાં સુખ ખોળી લેવું એવું કહેનારા પુરૂષ ઘણા હોય છે. દુનીઆમાં સુખને દુઃખ બન્ને હોયછે પરંતુ ગયેલાં પાછા નથી આવતાં ત્યારે તારી પ્રિયાનો શોક શું કરવા કરેછે. જગતમાં બધા થોડા સમયના પ્રવાસીછે તેમાં રોવામાં કાંઇ અર્થ નથી. ત્હારૂં રોવું કોઈ સાંભળવાનું નથી માટે ગમે ત્યાંથી સુખ ખોળી લે અને હમેશ હસતું રહે. આ રોવાની ભવાઇ શું કરવા માંડીછે ?

સ્વાર્થિ અને પેટભરા શીયાળના વચનથી હૃદયભૂત ગુસ્સે થઇ જાયછે. સ્નેહસાધ્ય શુંછે, સ્નેહથીજ મળે એવું શુંછે, તે તે સમજતુજ નથી, એવું આ પ્રાણી વિરહશોકને ગાળ દેછે. તેથી હૃદયભૂત ઘણું અકળાઈના ખમાવાથી બોલી ઉઠેછે અને તિમિર–અંધકારને ક્રોધથી કહેવા માંડેછે, તે આવતા કાંડમાંછે.

## ૬૬ હૃદયોદ્દીપન.

હે તિમિર–અજ્ઞાન ! મ્હારી સર્વ ઇંદ્રિઓ બ્હેર મારી ગઇ છે. કેવળ હૃદય રહ્યુંછે તે ઉપર ત્હારૂ બળ અર્થ વિનાનું છે. મ્હારી પ્રિયા મ્હારો જીવરૂપ હતી, તેના જવાથી એકલું મૃતશરીર રહ્યું છે. તે તેની સ્મૃતિરૂપી–વિરહરૂપી અગ્નીથી બળતું હતું. કાયા બળીને ખાખ થઇ છે અને હવે રાખ શીવાય બીજું કશું રહ્યું નથી. એ અગ્નિ મ્હારામાં જ્યારે હતો ત્યારે ઉજ્જવલતા–પ્રભાબળ હતું પણ તે કાળ ગયો અને હવે રાખજ શેષ રૂપે રહી છે. તે શેષ રહેલી વિભૂતિને તું ઉરાડી જગતના બીજા સંબંધીઓની આંખો પૂરે છે. તેથી શીયાળ જેવા મને ગાળ દે છે. હે ગાળ ખવડાવનાર તિમિર ! મ્હેં ત્હારૂં શું અહિત કર્યું છે ?

આમ ભૂતને અકળાતું જોઇને તિમિરે દેશકાળ અનુકુળ નવુંરૂપ ધારણ કર્યું અને પ્રલયરૂપ બદલી નાંખી ભૂતની દૃષ્ટિ આગળ સૃષ્ટિગર્ભરૂપ એક વિચિત્ર રૂપ ધારણ કર્યું. ભૂતે અજ્ઞાનથી સર્વ માયા છે, જગતમાં કાંઈ નથી, એ વિચારે પ્રિયાનો વિરહશોક કાંઇ ઓછો કર્યો હતો. અને આકાશવાણીથી પાછું તે જાગૃત અવસ્થામાં આવ્યું હતું તેનું મન અજ્ઞાન અવસ્થામાં આવતાં પાછું વ્યગ્ર થયું. અજ્ઞાનમાં નવું સત્વ દખાયું જે અજ્ઞાનથી જ્ઞાનચક્ષુ નિષ્ફળ થયા હતાં અને અજ્ઞાનમાં કાંઇ ભાસતું નહોતું

તેજ અજ્ઞાને નવું રૂપ અંતઃકરણ આગળ ધર્યું. અને અજ્ઞાનમાં શુષ્ક અરણ્ય જેવુ કાંઇક દેખાયું. અજ્ઞાનમાં સૃષ્ટિ અને સૃષ્ટિમાં અજ્ઞાન એમ વિવિધ પ્રકારે ભાસતો સંસાર કલ્પના આગળ ખડો થયો.

૧ ભૂત કહેછે કે મ્હને કાન નથી, આંખ નથી ( ભૂતછું તેથી ) તોપણ મ્હને છત્યો છે એવા સ્નેહને હે અંધકાર! તું ન સમજી શકે.

૨ વ્હાલીરૂપી જીવ ઉડી ગયો ને ફક્ત ખોલીયું રહ્યુંછે. વ્હાલીરૂપી દેવતા હોલાતાં ફક્ત રાખોડી રહીછે.

( ૬ ) અજ્ઞાનરૂપી વાયુ એ રાખોડીને ઉરાડી જોનારાઓની આંખો પુરેછે.

( ૭ ) મ્હારી સ્થિતિ નહીં સમજનારા લોકો પોતાના પ્રયત્ન નિષ્ફળનિવડવાથી મને ગાળો દેછે. હે અંધકાર–અજ્ઞાનરૂપી વાયુ! આવી રીતે ફોગટની મને શું કરવા ગાળો ખવડાવેછે.

( ૮ ) પોતાના બંધુ જેવા ભૂતને અકળાતું જોઇ અંધકાર પણ ધ્રુણવા લાગ્યો અને દેશકાળને અનુસરતું નવું રૂપ તેણે ધારણ કરવા માંડ્યુ.

( ૯ ) પ્હેલાં તદ્દન શૂન્ય જેવુ અંધારૂ દેખાતું હતું તે બદલાયું અને સૃષ્ટિ એની અંદર રહેલી હોય એવું રૂપ ધારણ કર્યું અને જગત્ અંધકારના ઉદરમાં દેખાવા લાગ્યું.

( ૧૦–૧૧ ) પ્રથમ આંખ નિષ્ફળ થાય એટલે કાંઇ દેખે નહીં અને જેમાં કાંઇ કરવા કારવવાનુ( સાધ્ય ) સાધન નષ્ટ થયું હતું એવું અંધારૂ ( શૂન્યત્વ ) ભૂતના હૃદયમાં વર્પિ રહ્યુ હતું, તેજ અંધારૂ નવુ રૂપ ધારણ કરવા લાગ્યું. એ અંધારારૂપી અરણ્યનું ઉદર ફુલવા લાગ્યું અને નિષ્ફળ નયન આગળ અંધારામાં કલ્પનાઓ થવા લાગી. ( કાંઇક Shapes દેખાવા લાગ્યા).

( ૧૨ ) અંધકારની અંદર જંગલ ( એટલે જેની અંદર વિવિધ વસ્તુઓ છે તે ) દેખાવા લાગ્યું, અને એ જંગલની અંદર પાછો અંધકાર દેખાવા લાગ્યો,–આથી કાંઇ સ્પષ્ટ માલમ પડતું નહોતું. આવા જંગલની અંદરના સંસારમાં ચારેપાસથી વિવિધ અવાજ થઇ રહ્યા હતા. અરણ્યની અંદર જે સંસાર સ્ફુરતો દેખાતો હતો તેનું વર્ણન આવતા કાંડમાંછે.

### ૬૭ અરણ્યોદર.

અજ્ઞાનમાં સૃષ્ટિ અને સૃષ્ટિમાં અજ્ઞાન એમ વિવિધ પ્રકારે દેખાતો સંસાર આ કાંડનો વ્યંગ્ય અર્થછે.

સર્વ દીશામાં અંધકાર વ્યાપી રહ્યોછે તેથી રાત્રીને સમયે અંધકારમાં ભૂતસૃષ્ટિ દેખાતી નથી. પરંતુ તેનુ અસ્તિત્વ અંધકારનો પડદો ઉપડી જશે

અને સૂર્યોદય થશે ત્યારે સિદ્ધ થવાનુછે. તે અરણ્યોદરમાં ન દેખાતા જંગલનુ વર્ણન આ કાંડમાં કર્યુંછે. આવા અરણ્યોદરમાં અંધકારનો ઑાથો કરી સુતેલી સૃષ્ટિ સ્વપ્નની વૃષ્ટિ જુએછે. એ વૃષ્ટિનો રસ અશરણુ પડેલા ઉરમાં રેલાયછે. આવું જે હું ખંડેર જેવુ અરણ્યોદર તેમાં એક અખંડીત ઉર જાગેછે. અને મનોહર રાગ ગાયા કરેછે. જેમ છવાયલાં વાદળમાં રહેલા છીદ્રમાંથી શુક્ર પોતાના તેજ વડે જણાયછે, તેમ મ્હારા શરીરમાં ઉર પ્રકાશેછે.

આ વાણીનો વ્યંગ્યાર્થઃ—હે ભૂત! અંધકાર જેવા ત્હારા શોકથી તને જગત્ માયાછે એમ લાગેછે, પરંતુ તેમાં અનેક રંગે રાજતી અને પંચભૂતની બનેલી સૃષ્ટિછે, તે ત્હારી દૃષ્ટિ આગળ ખડી થશે. હે ભૂત! અત્યારે શોકથી તને સર્વ વૃત્તિઓ નષ્ટ થઇ ભાસતી હશે. પરંતુ તે શોક જશે ત્યારે સર્વ વૃત્તિઓ લીન થઇ છે, નષ્ટ નથી થઈ એ ભાન થશે. હાલ તું અજ્ઞાનમાં છે; તને પ્રિયા ગઇ એટલે સર્વસ્વ ગયું એમ લાગેછે, પરંતુ જ્ઞાનનો ઉદય થશે ત્યારે એનીએ સૃષ્ટિ ઉપર ત્હારી નજર જશે.

અંધતિમિરથી ઘેરાયલા અરણ્યમાં અવર્ણનીય ઠાઠ છે, તેમ અંધ વિરહના અંતે હૃદયમાં પણ એવોજ વૃત્તિઓના કોલાહલનો ઠાઠ મચેલોછે. પોતાના ભાઇનો શબ્દ સાંભળી આશ્વાસન પામતુ હોય તેમ અરણ્યના શબ્દ સાંભળી અનુકંપક (sympathetic) તિમિરમાં દીવા માફક હૃદય ભૂતે પોતાનુ તેજ પાછું ધાર્યું.

૩–૪ મોટાં ખંડેર, જંગલ, ગુફાઓ વિગેરે જેમ આ દુનિયાના અરણ્યોદરમાં છે, તેમ સંસારમાં પણ ખંડેર જેવા ભાગી ગયેલા મનવાળા, જંગલ જેવા અવ્યવસ્થિત મનવાળા, વિગેરે અનેક તરેહના માણુસો વસેછે.

૫ આ સર્વ વિધિરૂપી પવનના સપાટામાં આવી જતા, અને વિવિધ હાનીઓ રૂપી કાંઈક પાંદડાં ખરતાં અને સંસારમાં માણુસો, ઝાડની માફક એક બીજા સાથે અથડાતાં, લઢતાં.

૬ માણુસ ગમે તેટલી સાવચેતી રાખે તોપણ વિધિ સબળવીર પેઠે ઘૂમતો હતો.

૭ આ સર્વ ખેલ તિમિરમય–અજ્ઞાનીસંસારમાં મચેલો જોઇ કાળજું કમ્પેછે.

૮ આવા કમ્પથી કલ્પનાશક્તિ જાગે છે, અને પ્રથમ જે નયનો કાંઇ જોતાં નહતાં તે હવે જોવા માંડેછે.

૯–૧૦ આમ ભાન થવા માંડયા પછી સૃષ્ટિની ભવ્યતા નજર આગળ ખડી થાયછે.

૧૧-૧૨ શરૂઆતમાં અર્થ આવી ગયોછે.

૧૩ આવા ખંડેરમાં પણ એકઠર ચેનથી ગાયછે.

૧૪ શરૂઆતમાં અર્થ આવી ગયોછે.

૧૫ જેવો દુનીયામાં અજ્ઞાનથી ઠાઠ મચ્યો છે તેવોજ વિરહથી અંધ હૃદયમાં પણ મચી રહ્યોછે.

## ૬૮ શોકતિમિર.

ભૂત બોલી ઉઠેછે કે મ્હારા મનમાં શું થાય છે, તે સમજાતુ નથી. જે વસ્તુનો દુનીઆમાં અર્થ હતો તેતો ગઇ. અને એ વિનાનુ જગત્ કાંઇ નવિન ભાસે છે. શુન્ય પણ નવિન ભાસે છે, અને તે જોઈ મન મુરાયું પડે છે. આ જગત્ જોઈ હું બકુંછું, કારણ એકતો અજ્ઞાનથી શું સત્યછે તે જણાતું નથી, અને બીજું મ્હારા મનની સ્થિતિ પણ આવીછે તેથી ભિન્ન દેખાય છે. જડ અને ચેતન સર્વે મ્હારે અર્થે શોચ કરેછે અને પરિતાપ ધરેછે; મ્હારૂં મન તે કાંઇ ન સાંભળતા અંધકાર કરી રહ્યું છે.

સર્વે જગત્ હૃદયભૂતને એના શોકનું કારણ પુછેછે. શોકમાં ડુબી રહેલું ભૂત આ પ્રશ્ન સાંભળતુ નથી અને તે ઉપર ધ્યાન આપતું નથી. તેના શોક સાગરનો કાંઇ અંત દેખાતો નથી. ભૂતના રૂદને આ સવાલનોજ જવાબ "અફળ ન પ્રભુ રચતો કંઇ" એ મર્મ શબ્દોમાં આપ્યો.

૧-૩ ચારે પાસ શોકરૂપી અંધકાર વ્યાપી રહ્યોછે; અને દરેક વસ્તુ-પરિતાપ કરે છે તેથી ભૂતનું મન બ્હેરૂં થઇ ( શત રચે છે ) શોક કરેછે.

## ૬૯ સ્મશાનરુદિત.

ગયા કાંડમાં હૃદયભૂતનું રૂદિત 'અફળ ન પ્રભુ રચતો કંઈ' એ મર્મમંત્ર બોલે છે. રૂદિત કેવું છે તે આ કાંડમાં વર્ણવ્યું છે. રૂદન મનમાં સમાઇ શકતું નથી. માણસના પ્રાણ શરીર ત્યજી જાય છે ત્યારે રૂદનની ની-કળતી પોક ઉપર ચ્હડી તે સ્વર્ગમાં પહોંચેછે.

શોક હમેશ શાંતતા આણે છે. પણ અત્યંત શોક થાય છે ત્યારેજ રૂ-દન થાય છે. આમ થવાથી હૃદય સકોમળ થઇ સારી લાગણીઓ ધારી શકે છે, ( cultivate ) કરી શકેછે.

પછી આ કાંડમાં રૂદન શાંશાં સારાં ફળ સાધિ શકેછે તેનું વર્ણન છે.

અર્ધ રાત્રિએ થયેલો ઉપર વર્ણવેલો સ્વર આકાશમાં ગયો ( શબ્દ-ગુણ=આકાશ ) અને રૂદન રૂપી દેવતાની ઉંચી જવાળા સ્વર્ગમાં પ્હોંચી અને પોતાનાજ તેજથી પ્રકાશનારા અનંત કાળથી ઉંડા આકાશમાં તપ કરનારા અગણિત તારા જેવા મુનિયો ચમકયા અને બોલવા લાગ્યા. તે બોલ્યા તે આવતા કાંડમાંછે.

(૩) જીવ જતાં તેની જોડનો સંબંધ મન ખસેડી નાંખે છે તે પોકદ્વારા આકાશમાં જાયછે. ( ખશી જતો સંબધ પોકદ્વારા જતો રહેછે. )

(૪) ખરેખર જતો સંબંધ તે વખતે વધતો હોય એમ લાગેછે પણ વસ્તુત: તે જતો રહેછે.

(૫) શોક થાયછે તે ખુશી થવાને વાસ્તેજ. દુ:ખ પડે ત્યારે રડવાથી શાંતિ ( relief ) મળેછે એ સર્વ કોઇને ખબર છે.

આકાશમાં કાળાં વાદળાં ચ્હડેછે તે વરસાદ નાંખી લોકોને ખુશ કરે છે. તેમ વળી શરદ્ઋતુમાં આકાશ સ્વચ્છ થાયછે તે જાણે રડીને શાંત પડયુ હોય તેમ લાગેછે–દુ:ખની અંતે સુખ હોયછેજ એમ કહેવુંછે.

( ૭ ) શોકરૂપી જળ ગળામાં ઉભરાય ત્યારેજ મોકળું મુકી રડાયછે.

( ૮ ) શોકની રેલ સમાઇ જતાં, શાંત થતાં હૃદયભૂમી રસાળ એટલે (fruitful) થાયછે. શોક નાશ થવાથી હૃદય સકોમળ થઇ સારી લાગણીઓ ધારી શકેછે. હૃદય સારી લાગણીઓ cultivate કરી શકેછે.

૯–૧૦ ગઇ બે કડીઓનુ આમાં વિવેચનછે. શોક ઉભરાઇ જઇ શાંત થતાં મનમાં જુદી જુદી લાગણીઓ પેદા થઇ શકેછે. ( જેમ પૃથ્વી ઉપર પાણીની રેલ આવી ગયા બાદ જુદી જુદી વનસ્પતિઓ ઉગી શકેછે તેમ. ) વિવિધ લાગણીઓ ધારવા હૃદય શક્તિમાન થવાથી તે સહૃદય થઇ શકેછે અને સૂર્ય અને કમળ વચ્ચેની પ્રીતિ જેવી પ્રીતિ ધારી શકેછે.

૧૧–૧૨ માતા પરમાર્થિક અને દયાવાન હૃદયથી અને કોમળ અંત:કરણથી જે ફળની આશા રાખેછે ( અર્થાત્ પરમાર્થ બુદ્ધિથી છોકરાને ઉછેરી, કોમળ અંત:કરણથી છોકરાંના પ્રેમની આશા રાખેછે. ) એ આશા રૂપી નદી કાંઇક માણસની છાતી કંપવાથી થયેલા શોકના ભવરૂપી કાળા ગિરિમાંથી નીકળેછે.

( ૧૩ ) એવા ગિરિ સમૂહથી ( શોક ઉપરથી ) વ્હેનારી મોટી આશા જેવી નીચા પ્રદેશમાં વ્હેનારી હું, મદ અને અહંકારવાળા માણસને ધ્રુજાવનાર પર્વત ઉપર રહેનારી ત્હાડ જેવી છું. અર્થાત્ ઉપર કહેલા સર્વ સારાં ફળ રૂદન સાધેછે.

## ૭૦ મધ્ય રાત્રિએ ઝુમખાં મચી રહેલા તારા.

રૂદનરૂપી અગ્નિની જ્વાળા સ્વર્ગમાં પ્હોંચ્યાથી ઘણા કાળથી તપ કરનારા ત્યાં રહેતા તારાઓ (મુનિઓ ) તે અગ્નિના તેજથી ચમકી બોલી ઉઠયા કે અંધારામાં જેમ ફાસફરસ ચમકે તેમ આકાશરૂપી સમુદ્રમાં અમે પ્રકાશીએ છીએ. પૃથ્વીના લોકોને તેઓ કહે છે કે તેમને વાસ્તે આનંદરૂપી

રત્નભંડાર વેચવા તેઓ લાવ્યા છે અને તેના બદલામાં તેમની ( પૃથ્વીના લોકની ) પાસેથી હૃદયના ઉભરા લેવા તેઓ ( તારાઓ ) આવ્યાછે.

તારા કહે છે કે મરવું જીવવું એ સંસારી લોકોને કર્મે નિર્માણ કરેલું છે, માટે વૃથા શોક કોઇએ કરવો નહીં.

" જે જાયુ તે જાય નથી કાંઇ રેહેવાનું. " હે હૃદયભૂત ! સંસારી વિચારરૂપી કારાગૃહમાં પુરાઇ રહી તને કદાપિ સુખ મળવાનું નથી માટે સાંજને વખતે ( અંધકાર–શોક થયે ) બુદ્ધિરૂપી દીવાશળી માફક ઘસાઇ આકાશમાં ફરી ( એટલે તેની ખુબી જોઇ ) પ્રકાશ ધર–આનંદિત થા. અર્થાત્ બુદ્ધિથી આકાશની beauty નો વિચાર કરી સુખ માન.

(૩) તારાઓ જાણે આકાશ રૂપી સમુદ્રમાં ચાલતા વ્હાણમાં બેઠેલા લોકો માફક, પૃથ્વી રૂપી કીનારો જોતા હોય તેવા દેખાયછે.

(૪) હે દુઃખી પુરૂષ ! અમે ( તારાઓ ) વણઝારા બની ત્હારા હૃદય વાસ્તે જોઇતો માલ લાવ્યા છીએ.

(૫) હે આનન્દરત્ન કીમત પરખનાર ઝવેરી, ત્હારા હૃદયરૂપી વખારમાં ભરેલા ઉભરા કહાડ અને અમે આણેલા આનંદરત્ન તે બદલે લે.

( ૭ ) પૃથ્વી અને તારા એક બીજાને આધારે રહ્યાછે. બધા ગ્રહ ( planets ) પૃથ્વી તારા આદિ એકબીજાના આકર્ષણ ( attraction ) થી રહેછે. ઉભરા ( નહી જોઇતી ચીજ ) કહાડી નાંખી આનંદ ( જોઇતી વસ્તુ ) એને બદલે લેવાથી દુનીઆનો સૃષ્ટિક્રમ ચાલેછે એવો અર્થશાસ્ત્રનો સિદ્ધાંતછે.

(૧૨) માણસનાં વ્હાણ ઇશ્વરથી અને ગ્રહના વાયુથી પ્રેર્યાં ચાલેછે; કાંઇ એમને સ્વાધિન નથી.

(૧૩) આપણી જીંદગીના ચીલા રેતીના દડમાં દોરાયછે અને તેથી પવન આવે તે જતા રહેછે અને પાછળથી તેના વિશે કાંઇ ખબર પડતી નથી. માણસના જન્મ મરણનો પ્રચાર એવી રીતે ચાલેછે કે એમાં કાંઇ સમઝણ કોઇને પડી શકતી નથી.

## ૯૨ આંસુનો પડદો.

તારાઓ ( સુનીઓનું ) બોલવું ન ગણકારતું ભૂત પોતાનાજ વિચારમાંછે.

( ૧ ) અપારદર્શક એવું નીર વાદળાં જેવા પોપચામાંથી નીકળી આંખ અને જગત્ વચ્ચે પડદો કરેછે. અર્થાત્ દુનીઆમાં શુંછે તે એ જોવુંજ નથી.

આ નીર વ્હાલીના પ્રેમ સમુદ્રના તરંગમાંથી વરાળ થઇને આવ્યુંછે ( અર્થાત્ આ આંસુ પ્રેમને લીધે નીકળેલાંછે ) અને તે આંખમાંથી નીકળી

અંતઃકરણ ઉપર પડેછે અને નદીરૂપે વહી પાછા પ્રેમસમુદ્રમાંજ જાયછે; અને એ સમુદ્રનું પાણી વધારેછે. ( એટલે પ્રેમના આંસુથી આખરે પ્રેમ વધેછે. )

આ સર્વ ક્રિયાના સબંધમાં નાયકની સ્થિતિ પૃથ્વી જેવીછે. એટલે આ સર્વ એના ઉપર વીતેછે અને તેનો સાક્ષી પોતે બનવાથી દુઃખી થાયછે.

( ૨ ) મુનીઓનું કહેવું જ્યારે ભૂતે ના સાંભળ્યુ ત્યારે નિદ્રાએ પોતે તેને જગાડવા યત્ન શરૂ કીધો.

## ૭૨ નિદ્રા.

આ કાંડમાં નિદ્રાનું વર્ણનછે. આખી દુનીઆ ઉપર કેવી તેની ગાઢ શક્તિછે, અને તેનો પ્રભાવ કેવો સુખદાયિછે તેનું વર્ણન કવિએ કર્યુંછે. નિદ્રાને સ્ત્રી કલ્પીછે અને ભવને તેનો પતિ માન્યોછે.

નિદ્રા કહેછે કે ફક્ત વિરહીજનો એની સત્તાને આધિન થતા નથી.

વિયોગીને સંબોધિ નિદ્રા કહેછે કે, હૃદયમાં તો ત્હારી પ્રિયા ફક્ત એક ક્ષણુજ તું જોઇ શકીશ પણ જો મ્હારે વશ થઇશ તો સ્વપ્નમાં ઘડીકવાર એને તું જોવા પામીશ.

પછી કવિ કહેછે કે જે ખરો વિયોગી હોયછે તે તો યોગી જેવોછે; અને એને મનતો આંખથી પ્રિયા દેખાય યા ન દેખાય એ બન્ને સરખુંજછે. કારણ એના મન આગળતો નિરંતર સ્નેહીજન હોયછેજ.

સ્નેહીનો મોક્ષ સ્નેહમાંજ હોયછે. અને એવીજ પ્રવૃત્તિમાં એ આનંદ પણ માનેછે.

( ૧ ) નિદ્રા જગતને ભેટવાને તત્પર થઇને આવીછે પણ જરા શરમાતી હોય તેમ દ્વાદર આગળ ઉભી રહીછે.

( ૨ ) પ્રથમ તે પોતાના પ્રાણુનાથ–ભવને બગાસાં ( જૃંભાસવ ) રૂપી દારૂ પાયછે.

૮ આંખોને દેખતી બંધ કરી વિરામરૂપી બીયાં સર્વ ઠેકાણે હું વેરૂંછું. ત્યાં હે વિરહીજન ! ( ઉપર=a barren spot ) તું શું કરવા ભંગ પાડેછે ? તું આંખ નથી મીંચતો માટે શું તું બ્હાલીને દેખી શકવાનોછું ?

૯–૧૦ આ બે પદમાં કવિ નિદ્રાને જવાબ દેછે.

## ૭૩ દુર્લભ પ્રાર્થના.

આ કાંડમાં હૃદયભૂત પ્રિયાને પાછી પોતાને ઉસ્કેરવા બોલાવેછે. આ ત્હારા ઉચ્ચ અને વિશાળ હૃદય જેવા આકાશમાંથી તું આવી પૃથ્વીને પહેલાં તું હતી ને જેવી હતી તેવી કરી નાંખ. તું વૃષ્ટિરૂપે મ્હારા ઉપર પ્હે-

લાં જેમ અભિષેક કરતી તેમ કર, એટલે હું આનંદ પામું અને ગયા કાંડમાં નિદ્રા દેવીથી જે મ્હારી આંખ નથી મીંચાઇ તે હું મીંચુ. હુ આમ આંખ મીંચુ એટલે તું શુદ્ધસ્વરૂપ ધારણ કરી ઉભી રહેજે અને મને કહેજે કે તું તો ફક્ત સંતાકુકડી રમતી હતી.

ખરેખરી જતી નહોતી રહી. હે પ્યારી ! આ મ્હારી ઇચ્છાછે.

## ૭૪ શોકની સુંદરતા.

હૃદયભૂતની ઉપલા કાંડની દુર્લભ પ્રાર્થના સાંભળી સખીમંડળી ખુશ થઇ જાયછે, અને આવા શોકમાં પણ કેવું સૌન્દર્ય રહેલુંછે તે બતાવેછે.

નાયકની મૃતપત્નીને વીજળી કલ્પીછે, અને નાયકને મોર કલ્પ્યોછે. વીજળી મેઘરૂપી મ્હોડામાંથી કડાકો કરેછે, અને તેનો ઓઠ ઉઘડી જવાથી લસરકો પડી રહેછે.

આ વિજળીના લસરકાને જોઈ મોરટૌકા જાણે મોહકમંત્ર હોય તેમ, સખીમંડળીના સૂતેલા હૃદયને જગાડેછે. મોરના ટૌકાને લીધે મેઘ વધારે કડાકા કરેછે, અને કડાકા સાંભળી મોર વધારે વધારે 'પ્રિયે ! પ્રિયે !' એમ બુમ પાડેછે. આ જોઇ સખીમંડળીના હૃદય હીંદોળે ચ્હડેછે. આખા કાંડમાં હૃદયભૂતના શોકની માધુર્યતાનું વર્ણનછે.

૬ મોરના આકાશ રૂપી હૃદયમાં રસ ગાજેછે અને રસ વામેછે ( છાંટેછે, ઉલટી કરેછે. )

( ૧૦ ) આ શોકથી વારાફરથી સુખ અને દુઃખ થાયછે.

## ૭૫ આકાશોદર.

ગયા કાંડમાં મોરને ટૌકા કરતો જોઇ અને હૃદયભૂતને પોતાની પ્રિયાને સંભારતો જોઇને આકાશોદર કહેછે કે હે જ્ઞાનિપુરૂપ ! ત્હારી પ્રિયા કાંઇ નષ્ટ થઇ નથી. ચંદ્ર જેમ દેખાતો બંધ થઇ પાછો આવેછે તેમ તે આવશે. એનીએ પ્રિયા તને બીજા અવતારમાં મળશે.

તુંતો મ્હારા જેવો વિશાળ હૃદયનો છું અને મ્હારા પ્રતિબિંબ રૂપી ત્હારામાં જ્ઞાનછે, છતાં તને રતિ રૂપી યોગમાયા આવી રીતે ઘેરેછે ત્યારે એ યોગમાયાની શક્તિનેજ નમન કરવું જોઇએ.

## ૭૬ સિંહ.

આ સર્વ હકીકત જોઇ સિંહ નાયકને ઉપદેશ કરવા જાણે આવતો હોય તેમ પોતાનો ઉચ્ચ સ્વભાવ નાયકને કહી બતાવેછે, અને આવતા કાંડમાં જે પ્રતિધ્વનિ થાયછે તે માણસનું કર્ત્તવ્ય સ્પષ્ટ બતાવેછે. વળી કર્ત્તાને એમપણ વિચાર થયો હોય કે આવો ડાહ્યોપુરૂપ શોકમાં ગુંથાયો છે તો

આ ઉત્તમ પુરૂપ છે કે નહીં તેની શંકા થવા સંભવછે. તેથી તેની ઉચ્ચ-તા પ્રતિપાદન કરવા વાસ્તે પ્રથમ આવા ઉચ્ચ પુરૂપનું વર્ણન કરી કાંડ ૭૮માં નાયક આવી રીતનો મહાન્ પુરૂષછે એમ ચેતનમિત્ર–મિત્રદ્વારા કહેછે.

૧–૧૨ સમુદ્રના મોજાનુ વર્ણન ઘણુંજ તાદ્દશ્ય વર્ણવ્યુંછે.

૧૩–૨૦ હાથીઓ સિંહની ચીસ સાંભળી તેની સામે લડવાની તૈયારી કેવી રીતે કરેછે તેનુ વર્ણન આ ટુંકામાં છે.

અત્રે હાથીઓ એટલે સંસારના મનુષ્યો, હૃદયભૂત જેવાના ખરાસ્નેહને હસનારા, અથવા નિંદનારા પુરૂષો.

ઝાડ ઉછાળતા–એનો અર્થ એવો પણ થાય કે કોઈ સુજ્ઞજનના સ્નેહની ટીકા કરી તેની લોકોમાં ચર્ચા કરતા.

૨૦ બતી ઝુણ્ડ વનને ઝળકાવેઃ—એટલે જગતને ચમકાવે.

આ જોઇ રસવીર એટલે સ્નેહભરેલો વીર કૂદતો અને સામાપક્ષની ટીકાઓ છિન્નભિન્ન કરી, કોઇને એકરીતે હરાવી કોઇને બીજીરીતે હરાવી, કોઇને આંખરે બરોબર હરાવી, તેનાજ અંતઃકરણમાંથી નીકળતું રૂધિર ( એટલે આના સ્નેહ વાસ્તે અનુમોદન ) પીતો ત્યારેજ એના મનમાં આનંદ થતો.

વાચ્યાર્થે સિંહ લેતાં સ્પષ્ટ છે. લક્ષ્યાર્થે–મહાપુરૂપ દુષ્ટ પુરૂષો ઉપર જીત મેળવેછે ત્યારે એમને આનંદ થાયછે.

૧૮ પગ નિશુંભ=પગના દાબડા.

૨૭ ધન સ્તંભપર=વાદળાંના સમૂહમાં.

## ૭૭ સિંહધ્વનીનો પ્રતિધ્વનિ.

દુનિઆમાં જન્મલઇ જેણે કાંઇ પુરૂષાર્થ નથી કર્યો તેનો જન્મ વ્યર્થ છે. ધુળ કરતા પણ તે અધમ છે; કારણ ધુળ પણ કોઇ વખત વંટોળીઆમાં ઉંચે આકાશમાં ચ્હડે છે.

## ૭૮ પુરૂષકારસાધન સમયે સહચરણ

ચેતન મિત્ર કહેછે કે હે મિત્ર! ( નાયક ) તું પણ આવો વીર હતો; પણ તું અને ત્હારી પત્નીએ 'પુરૂષકાર સાધ સમયે સહચરણ' (સાધન સમય આવ્યો ત્યારે તમે બન્ને જણ નાશી ગયાં) કર્યું.

ત્હેં અસુરોને હણ્યા અને સ્નેહની પરિસીમાને તું પ્હોંચ્યો.

નીરાધારનો તું આધાર થયો અને ત્હારા હૃદયમાં જગ્યા આપી એ-ટલે તેવાને મદદ કરી સ્નેહની સીમા દર્શાવી ત્હેં ત્હારી મનવાંછનાઓ પ્રાપ્ત કરી.

(૩) ભૂતને શરીર કલ્પ્યુ છે. પણ તે કાંઇ કામ કરી શકતુ નથી. માટે દંતહીન કહ્યોછે.

(૪) ત્હારા ગયાથી સંસાર વૈધવ્ય ( ધણી વગરની અવસ્થાને ) પામ્યો છે.

તું સંસારમાંથી દુઃખ અને અજ્ઞાન કહાડવા મથનો હતો તે હવે ત્હારા મરણથી આ બન્નેનો ભોગ થઇ પડશે.

(૫) ત્હારી પત્ની જે તને સર્વ કાર્યમાં પ્રેરતી તે પણ ગઇ.

(૬) સ્ત્રી પ્રેરક છે. શૌર્યનુ સૂક્ત બોલી શૌર્ય જગાડવા નાયિકાને વિનંતિ કરેછે.

અંધારામાંથી જેમ ચંદ્ર નીકળી સમુદ્રમાં ભરતી આણી actvity આણી દેછે તેમ તું અહીં આવી આણ.

૭ એમના કરેલા કૃત્ય હજુ તાજાં છે.

૮ આ પુરૂષાર્થો સાંભરતાં પ્રિયા સાંભરી અને તેમની બન્નેની સાથેની મુસાફરી સાંભરી.

## ૭૯ આશાભંગ.

આ કાંડમાં પ્રિયાની સત્કૃતિ અને તેણે રતિ પ્રસારવા કરેલા યત્નોનું વર્ણન છે. તેના પરાક્રમો સંભારી હૃદયભૂત તે દ્વારા નાયિકાનુ વર્ણન કરે છે. સર્વત્ર રતિ પ્રસારી અને અસુર લોકોને હણી આખરે ' આર્ય દેશ ' એવું ખોટું-નામ ધારનાર હીંદુસ્થાનમાં પ્રવેશ કરતાં, ત્યાં જ્યારે અસુર-એટલે ખરો સ્નેહ ન સમજનારા ત્હેં જોયા ત્યારે ત્હારી ધીરજનો અંત આવ્યો અને ત્હેં પ્રાણ છોડયા.

(૩) આખરે સ્નેહની ખાતરજ તું મરી ગઇ.

(૪) સૂર્યની પેઠે જગતને તેજ આપતાં છવાઇ અને ગ્રહાઇ ( મરી ગઇ ) અને હતું તેવું મુકી અંધારામાં લીન થઇ ગઇ.

(૫) હીંદુસ્થાનને આર્ય દેશ કહે છે. આર્ય ( civilized ) દેશમાં જ્યાં શ્રીવિષ્ણુએ અવતાર લીધો હતો ત્યાં તો ખરૂ જોતાં અદ્વિતિય સ્નેહનો અખુટ ભંડાર હોવો જોઇએ પણ તેનાથી તદ્દન ઉલટુ જોતાં નાયકપત્નીની ધીરજ ન રહી અને તે મરી ગઇ એ આગળ આવી ગયુંછે.

## ૮૦ આકાશમાં ચ્હડી આવતા માળામેઘ.

કર્તાની નોટ ઉપરથી કાંડનો અર્થ સ્પષ્ટ છે.

ગયા કાંડમાં વર્ણવેલી નાયકની આશા ભંગ થયેલી વૃત્તિ જોઇ આકાશમાં મેઘની માળા ચ્હડી આવે છે અને પોતાનો પ્રભાવ વર્ણવી તેને કહે

છે કે 'ત્હારે એકલા મન સંગાથે વિચાર કરી બેશી રહેવાનુ નથી' તેમ કરવાથી કાંઇ અર્થ સરતો નથી. કર્તાએ નોટમાં કહેલી શક્તિઓથી સંસાર ચાલે છે. સંસારનો ઘણો ભાગ ઉદર, મદન, અને સ્નેહમાં ગુંથાયેલો હોય છે અને એ શક્તિરૂપી મેઘથી જગતમાં એમને બીજુ કશું દેખાતુ નથી. આ કાંડમાં એ શક્તિઓનું તથા તેમના કાર્યનુ વર્ણન કર્યું છે.

૧–૫ આ સર્વ શકિતઓ આકાશમાં ઉત્પન્ન થાય છે અને ત્યાંથી નીચે આવે છે એમ ધાર્યુછે.

આ શક્તિઓ વ્યવહારમાં આવતાં ઘણો કોલાહલ મચાવે છે એટલે દુનીઆનો બધો વ્યવહાર આને અંગેજ છે. એમનો પ્રભાવ જોઇ માણસ ગભરાયછે.

૭–૮ ઉંચા, નીચા, ન્હાના મોટા સર્વ માણસો આ શક્તિઓના પ્રભાવને તાબે થાય છે અને તે પ્રમાણે અનુવર્તન કરે છે, ફક્ત મત્ત થયેલો મૃગપતિ (આ ઠેકાણે માણસ) તે વચ્ચે ગાજે છે એટલે આ શક્તિઓને અને તેથી મચી રહેલા કળકળાટને ગાંઠતો નથી.

૯–૧૦ આ શક્તિઓ જ્યારે પૂર્ણ આવેશમાં (full play) માં હોય છે ત્યારે કર્તાના કહેવા પ્રમાણે અંધકાર થાયછે અને દુનીઆ કઇ તરફ જાય છે તેની ખબર પડતી નથી.

૧૧ આ મેઘમાળા રૂપી શક્તિઓ અંધકારમય થયેલી પૃથ્વીમાં માંહોમાહ્ય લ્હડી વધારે અંધકાર પ્રસારે છે. વાદળા પવનને લીધે માથા ઉપર ચ્હડી આવે છે અને વરસાદના તોફાનમાં ઝાડ જડમૂળ સાથે ઉખડી જાય છે. વાદળાં વરસાદની પડતી ધારાને લીધે સમુદ્રને હાથથી બાઝતાં હોય એમ લાગે છે.

૧૧/૯–૧૯ એક વિજયિ રાજાનો ઘુમટ હોય તેમ આકાશમાં ચોગરદમ મેઘ ઘેરાઈ આવે છે.

૧૨ આ દુનીઆ ઉત્પાદક, પોષક અને સંહારક આદિ શક્તિઓના અન્યોઅન્ય યુદ્ધને લીધેજ ચાલે છે.

૧૩ કર્તાની નોટ ઉપરથી સ્પષ્ટ છે. નીચેથી જન્મી, ઉપર ચ્હડી પાછા નીચે પડવુ, આવુ ચક્ર ઇશ્વરે ઘડ્યુછે.

૧૪ આવા ચક્ર ઇશ્વરે ઘડી મુકયા છે ત્યારે મનમાં શોક કરી બેશી રહેવાથી શું ફાયદો (અર્થાત્ પ્રવૃત્તિ કર અને દુનીઆમાં લ્હડ અને કાંઇક કામ કર.)

## ૮૧ પ્રાણનાશ.

ગયા કાંડમાં આપેલા બોધનો આ કાંડમાં હૃદયભૂત જવાબ આપેછે અને કહેછે કે જડ વસ્તુઓ લ્હડતી નથી. એ વર્ણવ્યાછે તેતો બધા ચેતનનાજ ખેલછે. આકાશમાં પાણી લ્હડેછે, કાંઇ પથરા લ્હડી શકતા નથી.

શરીરમાં જીવ હતો ત્યાં સુધી ઘૂમ્યો અને પ્રિયા જતાં હું જતો રહ્યો અને આ રહીછે તે તો માત્ર મનની જ્વાળાઓછે અને તેઓ પ્રિયાની પાસ જવાનુ કરેછે.

૩–૪ હું જીવતો હતો ત્યાં સુધી 'દેશ, દેશ,' કહ્યા કર્યું. લોકો નદીનુ પાણી નદી હોયછે ત્યાં સુધીજ પીએછે. તે સમુદ્રને મળી ખારૂં થયું એટલે થઈ રહ્યું, તેમજ મ્હારે મન મ્હારૂંત્હારૂં હતુ તે હવે મટી ગયું, અને સત્વ તો પ્રિયા સાથે જતું રહ્યું.

## ૮૨. શરીરયન્ત્ર.

શરીરયન્ત્ર કહેછે કે જ્યાં સુધી હું જીવુંછું ત્યાં સુધી તું પણ જીવેછે. ગયા કાંડમાં હૃદયભૂત કહેછે તેને શરીરયન્ત્ર એનુ ધારવુ ખોટુ છે એમ આ કાંડમાં કહેછે. શરીરયન્ત્ર ચાલેછે ત્યાં સુધી એ પણ જીવેછે.

શરીરયન્ત્ર કહેછે કે મ્હારો પ્રભાવજ ખરો છે અને એમ કહી પોતાની સત્તાનુ વર્ણન કરેછે. ( કર્ત્તાએ ભૂતને શરીર કલ્પેલુ છે એમ આ કાંડ ઉપરથી લાગેછે. )

૩–ઇંદ્રિના કાર્યમાં માણસને પડવુ પડેછે. મદનના પ્રભાવ આગળ ઉરનુ કાંઇ ચાલતું નથી.

૪–૫–૬–૭–૮–૯ The material wants of the system cannot be neglected. પેટ સર્વ કોઇને લાગેલું છે. તે યોગી, ભોગી, રોગી કે કોઇને છોડતું નથી.

૧૦ આ દુનીઆમાં બ્હારથી પંડીતનો ઢોંગ કરનાર ધન–ચોર હોયછે. એટલે દ્રવ્ય મેળવવા ઉપર એમનુ ચિત્ત લાગેલુ હોયછે.

૧૧ પવન બંધ થઇ જવા છતાં મુગેમ્હોડે લોકો પરસેવો સહન કરેછે તે વરસાદની આશામાં. ધામ થાય એ વરસાદ આવવાનું ચિન્હ છે.

૧૨ દરદી જેમ સારા થવાની આશામાં કડવી દવાઓ પીએછે તેમ પેટની વેઠમાં લોકો દુઃખ, તાપ, તડકો, અપમાન એ બધુ સહેછે.

૧૩ મરી જતું દેખાતું હૃદય મરતું નથી. ઉદર રૂપી ચિતામાં બળતુ ઉર રાવણ[1] માફક જીવેછે.

---

૧ રાવણ ચિતામાં સદાકાળ બળતો પડયોછે, પણ મરતો નથી એવી આખ્યાયિકા છે. વરસમાં એક વખત તે ચિતામાંથી ઉભો થવા જાયછે. પણ તેની આસપાસ હનુમાનજીની ચોકીછે તે ગદા ઉગામેછે એટલે પાછો ચિતામાં પૂરેછે.

૧૬/૧૭ ઉરમાં જગીરૂપી જડતા પેસી ગઇ અને એટલા પુરતું છન્દે રહ્યું.

૧૮–૧૯ પ્રથમ વૃષ્ટિના ફુંશટાની રમણીયતા લાગતાં માણુસ ઉંઘી જાય પણ વરસાદની ધાર પડતાં ચમકી ઉઠેછે. ( આંસુ પડેછે. )

(૨૦) ધાર પડ્યા પછી કરા પડેછે–પ્રિયજન સાંભરેછે.

૨૧ ભૂલથી અંધારાનેજ પોતાની પ્રિયાનો સ્પર્શછે એમ માની લેછે.

૨૨ આ ખોટા મોહમાં પડેલા ઉરને જગાડવા દૂર ઘંટ વાગેછે.

૨૬/૨૭ તું ત્હારી જાતને મરેલી માને છે પણ તુંપણ ત્હારી પ્રિયાની સોડમાં સુતો સુતો દોડેછે.

૨૭ ઉપરના વાક્યો સાંભળી ભૂતને ભૂતકાળ સાંભર્યો.

૨૮ તે સાંભરતાં તેના ઉપર જે અસર થઇ તે વર્ણવી છે.

૨૯ આ ત્હારી જે સ્થિતિ થઈ છે તે હું, શરીરયંત્ર, અનુભવું છું. અને તેનુ કારણ પણ હું જાણુંછું.

તું ત્હારી પ્રિયાના વિયોગથી પડી રહ્યુંછે.

૩૧ શરીરયન્ત્ર તો જીવતુંજ છે; એ નાશ પામતું નથી. એતો પંચ મહાભૂતમાં મળી જાય છે અને પાછું તેમાંથીજ પેદા થાય છે. માત્ર જીવ બીજો આવે છે.

૩૨. આત્મા અમર છે. ફાનસના જુદા જુદા કાચમાંથી જુદે જુદે રૂપે દેખાતો દીવા માફક વસ્તુતઃ આત્મા પણ એકજ છે. એક શરીર છોડી બીજામાં જાય તોપણ તે તો તેનો તેજ રહે છે.

૩૩–૩૪ મરવાં કરતાં જીવવું સારૂ છે. માણુસને તેજ આપ; અને તેથી તને લોક ઓળખશે. અર્થાત્ લોકને વાસ્તે ત્હારે પ્રવૃત્તિ કરવી જોઇએ.

૩૭ મેઘ પોતાની પ્રિયા વિજળીથી વિયોગી હોય છે, અને તેનુ પડવાનુ ( વરસાદ રૂપે પડવાનુ ) પાસે હોય છે તોપણ પરમાર્થમાં મચેલો રહેછે. તું પણ તેમ કર.

૩૮ પૃથ્વીને મેઘની પ્રિયા કલ્પી છે. તેઓ એકબીજાને દેખતા નથી પણ મળવા સજ્જ થાયછે.

૪૦ મેઘ રૂપી પતિની ગર્જના સાંભળી પૃથ્વી આનંદમાં આવી જાય છે, અને વાદળાં ઘણા રસ ( સ્નેહ–'પાણી' )થી ભરેલાં હોવાથી પ્રકાશેછે. આખરે તે પૃથ્વીને પ્હોંચે છે. નાયકને પણ એમ કરવા શરીરયન્ત્ર કહે છે.

## ૮૩ સંસારવિરસતા.

આ કાંડ ઉપર કર્તાની નોટ સ્પષ્ટછે. પક્ષઘાતી=paralysed=પ્રિયાના મરણથી સતા જતી રહેલી.

વેર=મરતાં મરતાં જે વેર લેવાનુ કહેલું હતું તે.

ઘનજળ=પ્રિયા. ઉષ્ણુવાયુ=વિરહ શોક.

## ૮૪ તમરૂં.

કર્તાની નોટથી કાંડનો અર્થ સ્પષ્ટ છે. વ્યવહારમાં પણ દેખાયછે કે મહાન્ શોકમાં ઘણી નાની વસ્તુઓ જે આશ્વાસન આપી મનને ઠેકાણે આણેછે તે મોટી વસ્તુઓથી નથી બનતું. વ્યંગ્યાર્થ અને ધ્વનિતાર્થ કર્તાની નોટ ઉપરથી સમજાય એમ છે.

૨ ઘોર અંધારી રાત્રે તારાઓના પ્રકાશથી સમુદ્રમાં વ્હાણ ચાલી શકેછે.

૩ સુખીનુ સારૂં કરવા, ભરતામાં ભરનાર ઘણા મળેછે પણ આ તારાઓની માફક દુઃખમાં ( કંઇ ન સુઝતાં ) મદદ કરનાર તો મ્હારા જેવા થોડા હોયછે.

૪ રાત્રે સર્વ શાંત થઇ જાયછે. મુખર=Noisy.

(૫) પંડિતોએ જે સૃષ્ટિને રહતી કલ્પેલી તેવી સૃષ્ટિને વ્હેતી મુકી ઉંઘીજતા.

૬ આવે વખતે દુઃખિયાલોક જાગતા તેમને વાસ્તે હું ગાયન કરૂંછું.

૪-૫-૬ દુઃખરૂપી રાત આવતાં સર્વ કોઇ જતા રહેછે, અને તેવે વખતે મ્હારા જેવા આશ્વાસન આપવા આવેછે. સૃષ્ટિની લીલા શાંત થઈ જાયછે અને કાક, કોકિલ અને પંડિત જેવા લોક જતા રહેછે, ત્યારે તમરૂં ( અલ્પસત્વ, નાના લોક ) આનંદ આપવા મથેછે.

૭ જ્યારે દિવસ હોયછે ત્યારે ભમરા પદ્મની લક્ષ્મી લેછે પણ રાતમાં પણ વાસ આપનાર તો મ્હારા જેવું પ્રાણી એકલુંજછે.

૮ શશિકળા નાની હોયછે ( બીજનો ચંદ્ર કલ્પ્યોછે ) ત્યારે પૃથ્વી પણ હસતી નથી અને દરિયો પણ આવકાર દેતો નથી કારણ તેનામાં સંપત્તિ ( વસુ=પૈસા= આ ઠેકાણે તેજનો સંગ્રહ ) નથી, તે વખતે પણ તે દૃષ્ટિમર્યાદા આગળ મ્હારૂં ગાયન સાંભળેછે.

Newmoon વખતે સારો પ્રકાશ ન હોવાને લીધે પૃથ્વી હસતી લાગતી નથી અને વખતે ભરતી પણ આવતી નથી.

૯-૧૧-વિરહિણીની દશા વર્ણવીછે.

૯ પથારી રૂપી દરિયામાં હોડી જેવી દેખાતી.

૧૦ પ્રલય વખતે પૃથ્વી ઉપર માત્ર પાણીજ વ્યાપી રહેછે એમ મનાયછે, અને તે વખત વિષ્ણુ શેષનાગ ઉપર આ રેલ વચ્ચે સુઇ રહેછે.

અને તે વખત વિષ્ણુ જાગતા હોયછે પણ કાંઇ કામ ન હોવાથી ઉંઘતા બરોબરછે.

૧૨/૪ નાના બાળકની પેઠે પૃથ્વી ઉપરનાં હરિ-બાળ ( ઇશ્વરના છોકરાં ) પણ નવું જોઇને થોડીવાર રોતાં રહેછે. ભલે માણસો એમને છોકરાં જેવાં ન ગણે પણ દુનિયાનાં મનુષ્યો નાંનાં છોકરાં જેવાજછે.

સુ-૧૩/૪ જ્યાં સુધી માયા-વાયુનો પ્રભાવછે ત્યાં સુધી કશું સ્થીર છેજનહીં.

૧૪ ત્હારાજેવા મોટા ઝાડની ડાળો ભલે ઉપરઉપરથી નાચે અને તેને વધારે હલાવવા ભલે પક્ષિઓ માથાકુટ કરે પણ તું તો ઉપર ઉપરથી હાલી ત્હારૂ થડ (stem) જેવું હૃદય તો સ્થિરજ રાખેછે. અર્થાત્ બીજા મહાન્‌સત્વો અને વિવિધવિષયો આવા મનુષ્ય ઉપર માત્ર ઉપર ઉપરનીજ અસર કરી શકેછે; પણ તેથી ત્હેના હૃદયઉપર અસર થતીનથી. તેતો તેવુંને તેવુંજ રહેછે.

૧૫ સૂર્યે એની લીલા પ્રસારે કે વાયુ વાય, અને પક્ષિઓ ગાય, પણ વિરહિણીને મનતો આખું વિશ્વ રાત જેવુંછે, અને આવા અંધારપીછોડાને કોકીલા જેવા પ્રાણીનું મધુર ગાયન છરી પેઠે કાપી નાંખે છે. મોટાં મોટાં સાધનોથી જે નથી સધાતું તે કોકીલા જેવા ક્ષુદ્ર પ્રાણી સાધેછે.

૧૬ તમરૂં અને કોકીલ જેવાં નાનાં પ્રાણીનુંજ જગત્‌માં ચાલેછે અને તેમાં નવાઇ જેવું નથી; કારણ માણસ જેવા જન્તુની વાત ઇશ્વર સાંભળેછે. વિભુ=ઇશ્વર.

## ૮૫ દૂર ક્ષિતિજમાં સમુદ્રગર્જન.

આ શાંત વખતે સમુદ્ર પણ ગર્જના કરી મુકેછે કે વિરહ છેજ નહીં અને નાશ થતોજ નથી. Nothing is lost. તેથી દુ:ખી થવાનુ કાંઇ કારણ નથી.

૧ સમુદ્રમાં ભરતી ઓટ થાયછે તેથી કાંઇ પાણી વધતું ઓછું થતું નથી. ભરતી ઓટતો ચંદ્રને લીધે છે. સૂર્યને લીધે વાદળાં બનેછે અને પાછુ પાણી નીચે આવે છે. એ બધો સૂર્ય, ચંદ્ર અને વાદળાંનો ખેલછે.

(૨) દરેક વસ્તુનાં ( પૃથ્વી, જળ વીગેરેનાં ) પરમાણુ પહેલેથી છે, માત્ર તત્વરૂપાંતરમાં હતાં અને જે શક્તિથી ચાલતાં હતાં તેજ શક્તિથી ચાલેછે. અને વળી ક્યાંથી આવ્યાં ક્યાં જાય છે, તે વિચારતાં પાર આવે એવું નથી. એતો અનંતકાળથી છે.

૩ આ સર્વે જાણવા હોડી જેવી માણસની દૃષ્ટિ આ અનંત દરિયામાં જાય છે પણ આખરે થાકી તેમાં ( અનંતતામાં ) ભળી જાય છે.

૪ આ અનંત પ્રવાહમાં જન્મ મરણુ વિગેરે ભળી જાય છે, અર્થાત્ તેમાં કાંઇ ભેદ જ નહીં.

## ૮૬ ધર્મિત્વબંધનથી મોક્ષ.

ભૂત કહેછે કે એ વાત ખરી હશે પણુ દેખાતું નથી એટલે નારાજ છે, અને તેથી અંધકાર થયો હતો તેમાં હવે કાંઇ ધર્મ પાળવાનો રહ્યો નથી; અને તેથી મ્હેં આપેલા વચનનો અવકાશ રહ્યો નથી.

૨ તેજ=પ્રિયા એજ નાયકનુ તેજ.

ત્હારા મૃત્યુથી થયેલા તાપરૂપી ઉન્હાળો આવ્યો તેથી કાસાર (સરોવર—નાયકરૂપી સરોવર) વટેમાર્ગુઓને પાછા કહાડેછે. કારણકે ઉન્હાળામાં તે સુકાઇ જાયછે. તેમ નાયકે પણુ સરોવરની પેઠે આશા આપી હતી પણુ ઉન્હાળો આવ્યો એટલે સુકાઇ ગયો અને આશા ફોગટ ગઈ.

૭ દુર્ભિક્ષ=દુકાળ.

## ૮૭ વનસમૃદ્ધિ.

કર્તાની નોટમાં વાચ્યાર્થ, વ્યંગ્યાર્થ અને ધ્વનિતાર્થ સ્પષ્ટ સમજાવ્યાછે.

અંધકાર તો ક્ષણિકછે; તેનાથી મહાસત્વો નાશ થતાં નથી પણુ વૃદ્ધિ પામેછે. મહાન્ પુરૂષોનું પણુ એજ લક્ષણુછે. જેવી રીતે અંધકારમાં વનસમૃદ્ધિ ખીલેછે તેવીજ રીતે દુઃખમાં પણુ નાયક જેવા મહાત્માઓએ લોકહિતાર્થે, યત્ન કરવાનાછે. આખો કાંડ વનસમૃદ્ધિને ઉદ્દેશી લખ્યોછે. પરતંત્ર પ્રજામાં પોતાના તેજથી અને પોતાની શક્તિથી દીપી આવતા, લોકહિતાર્થે કામ કરતા મનુષ્યનો આબેહુબ ચિતારછે; તે અર્થમાં અંધકાર એટલે પરરાજ્ય, અને તેની અંદર આવેલી વનસમૃદ્ધિ એટલે પ્રજા એમ લેવાય.

અંધકારમાં વનસ્પતિ કેવી રીતે ફાળેછે અને તેને બીજા મહાન્ સત્વો કેવી રીતે ખીલવેછે એ કહ્યુંછે.

૧ ક્રૂર પ્રાણીઓ બૂમો પાડેછે અને વિજળી થાયછે તેવી વખતે પણુ હું છું.

૨ પ્રથમ વિવિધ વનસ્પતિઓ કેવી રીતે આનંદ આપેછે એ દેખાડયુછે. આવા અંધકારમાં વૃષ્ટિ થતાં શોક જાયછે, વૃષ્ટિ પણુ વનસ્પતિને પ્રભાવેજ થાયછે તેથી સઘળી વનસ્પતિ એક થઇ આનંદમાં આવેછે.

અંધકારમાં ( ચોમાસામાં ) પણુ સર્વ વનસ્પતિ ગાજી રહેછે.

વળી જનસમૂહના અભિપ્રાયરૂપી વૃષ્ટિ થવાથી કેટલાક મહાનનરો જે પ્રવૃત્તિ રચેછે તેથી સઘળો વનસ્પતિરૂપી જનસમૂહ આનંદ પામેછે, અને આ રાગ જાગતાઓને આનંદ આપી, આવી પ્રવૃત્તિ સંભવિત નહીં ગણુનારા ઉંઘતાઓને જગાડે છે.

૩ અંધકારમાં આવી વનસ્પતિનો ઠાઠ જામેછે અને સુગન્ધથી સર્વને સુખ આપેછે. તેની કીર્તિ વાયુદ્વારા પ્રસારી આનંદ આપેછે. ( બીજા અર્થ પણ આ રીતે કરી લેવા. )

૫ જગતના અંધારામાં દુઃખ અને પાપના કાંઈ કાંઇ છાંયડાછે, જેથી ગુણ અગુણ જેવા થાયછે.

૬-૭-૮ વનસ્પતિ ઉપર અંધકારની અસર વર્ણવીછે.

આખા કાંડમાં વનસમૃદ્ધિને બોલતી કલ્પીછે અને તે વનસ્પતિને પોતાની પ્રજા ગણે છે.

૧૦-૧૧ અંધારૂ થતાં મિત્ર જતો રહ્યો, અને આ તારાઓ વનસ્પતિનું પ્રથમ સ્વરૂપ બતાવી દીલગીરી ઉત્પન્ન કરેછે. મહાન્ પુરૂષનાં હૃદયને તેની સારી અવસ્થાનુ ભાન આપી દુઃખી કરનાર મલિન વૃત્તિઓ, અને પરતંત્ર પ્રજાને તેની સ્થિતિનું ભાન આપનાર પણ તેને મદદ ન કરનાર, અને માત્ર પોતાનોજ સ્વાર્થ સાધી તારા માફક ચળકનાર ક્ષુદ્ર મનુષ્યોના અર્થમાં તારા લઇ શકાય.

૧૨ જે વનસ્પતિ પોષાયછે—સારી થાયછે, તેને અંધકાર થોડા વખતમાં નહીં જેવી કરી નાંખેછે. ( ઉઘડીને થોડા વખતમાં વાસ જતો રહે અને પછી ખરી જાય. )

૧૩-૧૬ અંધકારનો પ્રભાવ અને તેનાથી થતું વનસ્પતિના પ્રદેશમાં નુકશાન.

૧૭-૧૮ તોપણ ઈશ્વર કૃપાથી મ્હારી અંતરની શક્તિ નાશ પામી નથી. મને પોષણ મળેછે અને હું સુવાસ આપુછું, અને મ્હારા બાળકોની સમૃદ્ધિ ( સુવાસ અને પ્રભાવ ) વધેછે.

૧૯ અંધકાર, તું ગમે તેટલો વખત રહીશ પણ હમેશની ખરાબ અસર ત્હારાથી થવાની નથી.

૨૦-૨૧ ગમે તેટલો વખત હશે તે પણ જતો રહેશે અને આખરે અંધકારનો નાશ થશેજ.

૨૨ વનસ્પતિની હતી તેવી ખુબી નીકળશે.

'૨૩ હે ઉર ! તું નકામો ભુલાવો શું કરવા ખાયછે. આવો અંધકાર ( તને ઉત્પન્ન થયેલો મોહ ) કાંઇ હમેશ પ્હોંચવાનો નથી.

૨૪ જેવું હતું તેવું પાછું થશે અને સમય ભૂલી જવાશે. ગોળ પૃથ્વી ઉપર પાછું સાંનું સાંજ અવાશે.

૨૫ પૃથ્વી હમેશાં તેજમાંજ રહેલીછે અને પોતાનાજ ફરવાથી જે અંધારામાં ગઇછે તે પાછી તેજમાં આવીને મળી જશે.

## ૮૮ પર્વત.

પર્વત પણ નાયકને બોધ આપવા માંડેછે. આસપાસના પવન, સમુદ્ર વિગેરે ઉછાળા મારેછે પણ પર્વત તો તેવો અને તેવોજ રહેછે. એના માથા (ટોચ) ઉપર ઝાડ રમેછે અને પગ (તળેટી) આગળ નદીઓ વહેછે તે છતાં એ પોતે સ્થિર છે. વિજળી જોડે રમતાં ધોળો દેખાતો હતો, અને ગૌરીના વિલાસ વખતે કાળો દેખાતો હતો, પણ એ સર્વ ગયાં અને પર્વતતો જેવો અને તેવોજ રહ્યો. આવો મ્હારો દાખલો લઈ હે મનુષ્ય! તું હીમ્મત રાખ.

કર્તાએ વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થ સ્પષ્ટ સમજાવ્યાછે.

૩ રેણુ=ધુળ, રેતી. વંટોળીઓ ચ્હડે છે તેનુ વર્ણનછે.

૪ વાદળાંનું પાણી સમુદ્રમાંથી આવી તેમાંજ પાછુ પડેછે.

૫ મ્હારી વૃત્તિ અને સ્થિતિ અચળછે.

૬ દ્રૂમ=ઝાડ.

૭ હમેશ મ્હારા ઉપર પાણી પડેછે પણ મ્હારૂં હૃદય તેવું અને તેવું એટલે ડગતું નથી; અને પૃથ્વી ઉપર છું તથાપિ મ્હારી દ્રષ્ટિ આકાશ સામીછે. (ઉચ્ચવૃત્તિ રાખુંછું).

૧૦ પાર્વતિના વિલાસ વખતે કાળી આકૃતિ હતી અને એવાં એવાં કંઇક રંગ દુનીયાના બદલાયા.

૧૧ તે વખતને અનુકુળ વેશ ભજવી પાછો જેવો હતો તેવોજ શાંન્ત થઇ ગયો.

૧૫ જગતમાં માણસની દ્રષ્ટિ સીમાનો અર્થ સારેછે. અને આ સં-સારરૂપી નાટકનો પડદો હોય તેવો આ પર્વત જોઇ માણસને હીમ્મત આવેછે, અને એની પાછળ પણ કાંઇક પ્રદેશ છે એમ ભાન આપેછે.

મહતજનો બીજા લોકોને અનુકરણ સ્થાન થઇ પડેછે, અને તેમના કૃત્ય ઉપરથી એમ જણાયછે કે આગળ પણ કાંઇ કરવાનુ છે ખરૂ.

" Lives of great men all remind us,
We can make our lives sublime,
And departing leave behind us,
Footprints on the sands of time.

*Longfellow.*

સર્વે અંધકારમાં (પ્રલય વખતે) હું અચળ છું અને જગતને જોઉછું, એટલે અજ્ઞાન વખતે હું જ્ઞાન આપુછું અને મ્હારા દ્રષ્ટાંતથી તરવા ઇચ્છ-નારને આશ્રય આપુંછું.

## ૮૯ વૈરાગ્ય.

તે બધું ખરૂં પણ હું તો અસંસારી છું, અને પ્રિયા જતાં મ્હારે મનતો બધું વૃથાછે. આ વિચિત્ર ચિત્ત સાંભળીને સાંભળનારના ( મિત્ર અને સખીમંડળીના ) મનમાં સ્નેહયુક્ત વૈરાગ્ય થયો અને શાન્ત થવા લાગ્યાં. રાત્રી પણ વધી અને ભૂતે સ્નેહવૈરાગ્ય લીધો. વેદ અને વેદાન્તને અજાણ્યો એવો સ્નેહવૈરાગ્ય તે સ્નેહીજન લઇ શકેછે. વેદાન્તના વૈરાગ્યમાં સ્નેહનો ( અને બીજી લાગણીઓનો પણ ) નાશછે પણ આ વૈરાગ્યમાં તો સ્નેહમય થઈ જાયછે.

૯–અતીન્દ્રિય અવસ્થામાં લીન થઈ, જગતને મીથ્યા ગણી સ્નેહી મુની–ભૂત આ દશા અનુભવેછે.

૧૦–અને એના આત્માથી જે આત્મા જુદો નહોતો તે આત્મામાં ( પ્રિયામાં ) એ લીન થાયછે.

આ દશા જોઇ ચિતા બોલી ઉઠેછે અને પોતાનો ઉપદેશ આપેછે તે આવતા કાંડમાંછે.

## ૯૦ થોડક છેટે બળતી ચિતા.

વેદાન્તમાં સર્વ જગતને માયારૂપ માન્યું છે. ખરૂં જોતાં જગતમાં જે દેખાય છે તે સત્ય નથી પણ માયાના પ્રભાવ વડે સઘળું દેખાય છે. એવું જ્યારે તું જાણે છે ત્યારે તું ત્હારી માયારૂપ પ્રિયાને વાસ્તે શા વાસ્તે રૂવે છે. જો હું આ માયારૂપ લાકડાંથી માયારૂપ શરીરને બાળી મુકું છું, અને બળી ગયેલા અણુઓ જે પાછા માયાજ છે તે આકાશમાં જતા રહે છે, અને એવી રીતે માયાનો નાશ કરૂં છું, અને સત્યનો રસ્તો ખુલ્લો કરી આપું છું. નાના મોટા બધાને બાળી દઉં છું. અને આવો ઉપદેશ આપવા છતાં ભૂલી જઇને રડે છે. આવી ખરાબ માયામાંથી મુક્ત કરી સત્ય દેખાડવાનો પ્રયત્ન મ્હેં કરવા માંડયો છે તે તું સમઝતો નથી અને વળી રૂવે છે.

ત્યારે ભૂત તેને જવાબ દે છે.

## ૯૨ જડગ્રન્થિનો છેદ.

આ ઠેકાણે સર્વ બાહ્ય સૃષ્ટિ જોડે ભૂતનો સંબંધ તૂટી જાય છે (જડ ગ્રન્થિ તુટી જાય છે) અને પોતાનામાંજ લીન થઇ જાય છે. પ્રિયાને અને પોતાને એકજ ગણે છે. પોતાની હૃદયપ્રિયા અમર છે. અને તેની સાથેના એકાંતના પ્રસંગ તેના હૃદયમાં અમર છે. તેના સાક્ષિ માત્ર તેનો મિત્ર અને તેની સ્ત્રી છે તે આ ઠેકાણે હાજર છે, એટલે તેમના મ્હોડા આગળ ઉભરા નીકળે છે અને તેની કશી હરકત નથી.

૯ જગત્ ઉંઘેછે અને જાગતું હોય તોપણ ઉંઘતા બરોબર છે કારણ ખરો સ્નેહ તે સમઝતું નથી. સ્નેહી હૃદય માત્ર જાગેછે પણ તેઓ તો પોતાના સ્નેહમાંજ ગુલતાન હોયછે એટલે તેમને પારકાનું સાંભળવાને વખત નથી.

૧૦ મિત્ર અને મિત્રપત્નીના હૃદય એવાં છે તેતો આપણી સાથે અભેદ રાખે છે.

૧૧ બાકીનું જગત સ્નેહ વિનાનું ઇન્દ્રજાળ જેવુંછે તેથી તેતો જુઠુંછે અને જુઠામાંજ પડેલું છે.

૧૨ અને જુઠું હોય તેતો કોઇનું નહીં તો પછી મ્હારૂં શાનું? એટલે મ્હારે તેની સાથે સંબંધ નથી.

૧૪ મનની વેદના ન સમજે તેની આગળ રડવું નહીં અને ન રહેવાય તો એકાંતમાં રડવું.

૧૫ સાંભળનારા હોય તે સમજી શકે એવા હોય, અગર કોઇ પાસે હોય નહીં ત્યારે રડવું સારૂં; બીજે ઠેકાણે હું રડવાનું દાબી રાખુંછું.

## ૯૨ આકાશમાં અદ્ધર લટકતી પ્રકાશમાન અને પોતપોતાની જુદીજુદી સુન્દરતાથી લલચાવતી અનેક હાવભાવ કરતી અનેક અપ્સરાઓનાં હૃદયભૂત પાસે ધસી આવતાસુખ.

જગત્માં અનેક પદાર્થો છે અને અનેક પ્રવૃત્તિહેતુઓ હોયછે ( અપ્સરાઓ ) અને તે બધામાં જુદીજુદી ખૂબીઓ હોયછે અને તે દરેક થોડી વત્તિ પ્રકાશેછે; તે વૃત્તિઓ નાયક આગળ ઉભરાય છે. અને કહેછે કે જગત્માં એક સ્નેહજ ઉત્તમ છે, અને તે શીવાય બીજા પદાર્થો નકામા છે એમ ગણવાનું કારણ નથી. તે સાધવા એ પણ ઉચિતછે, તો તું નષ્ટ સ્નેહ સ્થાનને પકડી રહ્યોછું તે બરોબર નથી. બીજો ગમે તે પુરૂપાર્થ સાધ.

૧ અંધનિશા અને સતેજ દિવસો=સુખ, દુઃખ, આશા, નિરાશા એક પછી એક આવ્યા કરેછે.

૨ દિવસે રવિના તેજથી અને રાત્રે રસદીપના તેજથી રમ ( આનંદ પામ. )

જુદીજુદી વખતે જુદાજુદા સાધનથી આનંદ પામ.

૩ સૂર્ય અસ્ત થતાં ચંદ્ર રસ જમાવે છે.

નાગરના=ચતુર પુરૂષોના.

૪ ચન્દ્ર ન હોય તો તારા.

મેઘરૂપી મછરદાનીમાં ઢંકાયલા રસિકો પણ આનંદમાં રમેછે.
મેઘરૂપી મચ્છરદાનીથી જ્યારે તારા પણ નથી દેખાતા ત્યારે.

૫ રસ ચન્દ્ર મરીચી=રસરૂપી ચન્દ્રનું કીરણ તું અગણિત આવર્ત (વમળ) માં અને પરપોટામાં રમ (ત્હારૂં પ્રતિબિમ્બ પાડ.)

૭ ત્હારા કહેવા પ્રમાણે તું હશે પણ ત્હારા અનેક પ્રતિબિમ્બ પડી શકેછે વાસ્તે ત્હારે બીજા સાથે રમવું જોઇએ.

૮ વર્ષાદની અનેક ધારા પૃથ્વીમાં માયછે તેવી રીતે ત્હારામાં પણ માવી જોઇએ.

૯ એક દેખાતું વિશ્વ પણ અગણિત અણુનું બન્યુંછે.

૧૦ ત્હારામાં એક પણું કયાંથી આવ્યું ? બિલોરના જેવો થા, અને અનેક બિમ્બો ગ્રહણકર. સ્થિરતારક=ભૂતને સ્થિરતારક કહેછે, કારણ તેની કીકીઓ ફરકતી નથી.

## ૯૩—"એક અને અમર અનન્ય."

આ ઉપદેશ સાંભળી ભૂત કહેછે કે જે અંતઃકરણથી મ્હારૂં અંતઃકરણ જડાયુંછે તે એકજછે, અને એ સંયોગ અમરછે. બાહ્ય જગત અંતઃકરણમાં પેસી શકે એમ નથી. તમે તો સઘળાં નાશવાન પદાર્થોછો તે તમારો ઉપદેશ લેવો નકામોછે. તમે દેખાવછો બહુ પણ આખરે એકજછો માયાનાં પૂતળાંછો તે માયામાં ભળી જશો. માત્ર આ સંયોગજ અમરછે.

૨–પ્રિયા ગઇછે પણ મ્હારા હૃદયમાંછે. જેવી રીતે ઉપરથી પાણી સુકાઈ જાયછે પણ નદીના પટમાં ગુપ્ત નદી વહેછે તેમ.

૩–તમે બધાં માયાના પદાર્થછો. મ્હારા અંતરમાં વસેલી મ્હારી પ્રિયા શીવાય જગતમાં બીજું કાંઈ સત્ય છેજ નહીં.

૫–જેવી રીતે નદી જુગના જુગ વહેછે તેમજ ખરાં દમ્પતિ હમેશને વાસ્તે જોડાયલાંછે.

૭–ભૂતમાં અમરતાનું અને ઐક્યતું ભાન થયું જોઇ મહાપ્રલયરૂપ અભિમાનસંહારકશક્તિ બોલવા લાગી. અને દૂર જોતા જોતામાં પ્રલય કરી નાંખશે એવા મહાવાઘ જેવી મહાપ્રલયની શક્તિ ગર્જના કરવા લાગી.

## ૯૪ પાસેના જંગલમાં ગર્જતો વાઘ.

ગૌણ પ્રલયના સાધનને પુરૂષાર્થ નાશ કરી શકે છે, એને મહા પ્રલય ખાળી શકાતો નથી. અત્રે જાણે અલ્પપ્રલયને હરાવ્યો તેથીજ જાણે મહા પ્રલય કોપ્યો હોય એમ વર્ણવ્યું છે. (જુઓ કર્તાની નોટ.)

આ મહાપ્રલય કહે છે કે, મારી આગળ પુરૂષાર્થનું કાંઈ ચાલતું નથી.

